# મૌલાના આઝાદ



સંપાદક : જગન્નાથ દેસાઈ

મહાસભાના કર્ણધાર

# મૌલાના
# અબુલ કલામ આઝાદ

(જીવન પરિચય)

સંપાદક : જગન્નાથ દેસાઈ

હમ કૌનથે ક્યા હોગયે હૈં, ઔર ક્યા હોંગે અભી;
આઓ વિચારેં આજ મીલકર, યહ સમશ્યાંયે સભી;

પ્રકાશક
નેશનલ પબ્લીશર્સ
મહેતા એજન્સી
ઠાકુરદ્વાર કોર્નર
મુંબઈ

કીંમત ચાર આના

# સંકલના

••••



પોતાના જીવનની સર્વ સુખાકાંક્ષાઓનો હોમ કરીને બીજાના જીવનદિપની વાટ જલતી રાખતા—

નિરાશાના ગાઢ અંધકારમાં આશા અને ઉત્સાહના કિરણો વેરતા—

અખબારી પ્રસિદ્ધિની કદી પરવા ન કરતા એવા મુંગા, અનામી અને વ્રતશીલ દેશસેવકોને—

—પછી તે ગામડામાં દટાયેલો કાર્યકર હોય, સાદો સરળ નિષ્પાપ શિક્ષક હોય કે કોઇ રંક ઘરની રૂજુ માતા હોય—

તે સર્વ કોઇને સાદર સમર્પણ.

# આમુખ.

મઝહબ નહીં શિખાતા આપસમેં બેર રખના,
હિંદી હય હમવતન હય, હીંદોસ્તા હમારા.

ઇકબાલ

લોકમાન્ય તિલકને કોઇએ એકવાર હિતભાવે સલાહ આપી: "તિલક મહારાજ, તમારા જેવા વિદ્વાન માણસ રાજકારણની આ ધૂળધમાલમાં કયાં પડયા? તમારા જેવાએ તો જ્ઞાનની ઉપાસના કરીને દેશને મહાન ગ્રંથોની ભેટ ધરવી જોઇએ"

તિલક મહારાજે હૃદય સોંસરવો પેસી જાય તેવો જવાબ આપ્યો:

"મારી માતા વાંઝણી નથી. અત્યારે દેશને આ કાર્યની વધુ જરૂર છે, તેથી હું તેમાં રોકાયો છું. ભૂતકાળમાં માતા ભારતીએ અનેક વિદ્વાનોને પેદા કર્યા છે, અને ભવિષ્યમાં પણ કરશે; તેથી સાહિત્યનું કાર્ય કોણ કરશે તેની મને જરાપણ ચિંતા નથી."

આ જવાબમાં તિલક મહારાજના રાજકીય જીવનની ચાવી જડે છે. રામગઢ મહાસભાના આ વખતના પ્રમુખ મૌલાના આઝાદના જીવનને પણ આજ વસ્તુ લાગુ પડે છે એમ કહી શકાય. તિલક મહારાજ જેમ હિંદુ સંસ્કૃતિ અને ધર્મ શાસ્ત્રોના જ્ઞાતા હતા; તેવીજ રીતે મૌલાના આઝાદ પણ મુસ્લીમ અને અરબ્બી સંસ્કૃતિ અને ધર્મના જ્ઞાતા અને વિદ્વાન છે. બન્નેએ પત્રકારિત્વના ક્ષેત્રમાં ઉજળું નામ કાઢયું છે. મુખ્યત્વે બન્ને જ્ઞાન રસિયા અને સાહિત્યસેવીઓ હોવા છતાં રાજકારણમાં ભીડ પડતાં તેમણે પોતાના પુસ્તકપોથાંને અભરાઇએ મૂકીને લડવૈયાના આયુધો ધારણ કર્યાં છે. પુસ્તકાલયો અને દિવાનખાનાઓના શાંત અને આરામમય વાતાવરણની શિતળતા છોડીને રાષ્ટ્રીય લડતના ઘર્ષણ અને જોખમમાં તેમણે યાહોમ ઝંપલાવ્યું છે; અને પોતાની

વિદ્વતાને સાર્થક બનાવી છે. પોતાની વિદ્વતાને માત્ર પુસ્તકોના પીંજરામાં ન પૂરી રાખતાં હિંદના ત્રેત્રીસ કરોડ બાંધવોની મુક્તિના મહાયજ્ઞમાં રોકીને ભારતીય ઇતિહાસના પાનાં ઉપર પોતાનું નામ ચિરંજીવ બનાવ્યું છે. તિલક મહારાજે જેલમાં ભગવદ્ગીતા ઉપર મોટું ભાષ્ય રચ્યું છે. જે પુસ્તક તેમની અદ્વિતિય વિદ્વતા અને જ્ઞાન સમૃધ્ધિની શાખ પૂરે છે. તેવીજ રીતે મૌલાના આઝાદે પણ મુસ્લીમ ધર્મપુસ્તક કુરાન ઉપર ત્રણ મોટાં ભાષ્ય રચ્યા છે. જે ઉર્દુ સાહિત્યમાં અણમોલું સ્થાન ભોગવે છે.

સ્વર્ગસ્થ તિલક મહારાજ સાથે મૌલાના આઝાદની સરખામણી કરવાનો લખકનો આ પ્રયાસ નથી; પરંતુ બન્નેની પ્રકૃતિમાં રહેલું કેટલુંક સામ્ય દર્શાવીને મૌલાના આઝાદના જીવનનો પારદર્શી પરિચય આપવાનો લેખકનો હેતુ છે. બાકી માનવીના જીવનના સાચાં અને સમગ્ર મૂલ્યાંકન તો માનવીના જીવનની સમાપ્તિ પછીજ થઇ શકે એ વસ્તુથી લેખક અજ્ઞાત નથી.

મૌલાના આઝાદનું મૂળ નામતો અબ્દુલકલામ મોહીઉદ્દીન છે. પરંતુ "આઝાદ" ના તખલ્લુસથી લખાતા તેમના લખાણોએ તેમને મૌલાના આઝાદનું કાયમી નામ આપ્યું છે એ વસ્તુ ઘણા થોડા જાણે છે. તેમના ઉર્દુ લખાણો અને પુસ્તકોએ તેમને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ અપાવી છે. તેમના લખાણોની તેજસ્વીતા અને તેમનો સાહિત્યપ્રેમ તેમની ઉર્દુ આત્મકથા "તજકીરા" જે તેમણે જેલમાં લખી છે તેમાં એક સ્થળે નીચેના શબ્દોમાં વ્યકત થાય છે:

"ચાર દિવાલોમાં મારે જીંદગીભર સદાય ભલે પૂરાઈ રહેવું પડે પરંતુ જો મને વાંચવાનું અને લખવાનું મળે અને મારા લખાણો પ્રગટ થવાની ખાત્રી મળે તો મને આવા જેલ જીવનમાં પણ કશી ઉણપ જીંદગીભર લાગવાની નથી."

આવા પ્રખર વિદ્વાન, ઈસ્લામ ધર્મ અને સંસ્કૃતિના જ્ઞાતા અને સુલેહના ફીરસ્તા જેવા મૌલાના આઝાદને મહાસભાના સરનશીન તરીકે ચુંટીને દેશે કોમવાદીઓને પડકાર કર્યો છે; ત્રિરંગી ઝંડા હેઠળ હિંદુ-મુસ્લીમ અને બીજી સર્વ કોમો ખભેખભા મિલાવીને

બિરાદરીભાવે મુક્તિને માર્ગે આગળ વધશે એવા પ્રજાના નિરાધારની આ વસ્તુ સૂચક છે.

વર્ષો પહેલાં પંડિત જવાહરલાલે કહેલું કે હિંદની મુક્તિમાં વિશ્વશાંતિની ચાવી છે. આ વાક્ય માત્ર શોભાવચન કે વિદ્વદ્‌વાક્ય નહોતું એ વર્તમાન ઇતિહાસ બતાવે છે. ઇશ્વરે સર્જેલ આ જગતને યુદ્ધ અને ખુનામરકી દ્વારા એક મોટું કતલખાનું બનાવી મૂકતા યુરોપના રાષ્ટ્રોને શાંતિનો અહિંસાનો અને બંધુતાનો મંત્ર હિંદ અથવા ચીન એ બે જ દેશોની સંસ્કૃતિ શીખવી શકે તેમ છે. આજે પણ ચીનમાં જો બે માણસો લડતા હોય તો ચીનાઓ તરત બોલી ઉઠશે: "The fools have lost all common-sense, that they are fighting" (મૂર્ખાઓએ સાદી સમજ ગુમાવીદીધી લાગે છે કે તેમને લડવું પડે છે.) યુરોપની લડતી પ્રજાએ વિષે પણ આમ કહી શકાય. પણ પંડિત જવાહરલાલે તો સંસ્કૃતિ કે ધર્મની દ્રષ્ટિએ ઉપલું વાક્ય નહોતું કહ્યું પણ તેના વધુ વ્યવહારૂ અર્થમાં કહ્યું હતું. અને એ પણ એટલું જ સાચું છે, કેમકે હિંદની મુક્તિ એટલે શાહીવાદનો નાશ; શોષણનો અભાવ અને સહકારને ધોરણે નવા જગતની રચના. આ રીતે હિંદની મુક્તિએ જગત મુક્તિનું ઉચ્ચાલન બની રહે છે. હિંદી રાષ્ટ્રીય મહાસભા પોતાના પુરુષાર્થદ્વારા આ બેવડું કાર્ય સિદ્ધ કરવામાં સત્વર સફળ નીવડે એજ આશા.

આ પુસ્તકના પ્રૂફ જોવામાં તેમજ પ્રકાશન અંગે જરૂરી અન્ય બાબતોમાં "ગુમાસ્તા સંદેશ" ના તંત્રી શ્રી રતિલાલ માધવાણીએ ઉઠાવેલ પરિશ્રમ વગર આઠ દિવસમાં આ પુસ્તક તૈયાર ન થઈ શક્યું હોત. વૈશ્વાનર પ્રેસના શ્રમજીવી કામદાર બંધુઓએ પણ પુસ્તકને સત્વર તૈયાર કરી આપવામાં લીધેલી મહેનતની નોંધ આવશ્યક છે.

બાકી આવડા નાનકડા પુસ્તકને વધુ પ્રસ્તાવના શી હોય!

**વિલેપાર્લે**
તા. ૧૨-૩-૪૦

**સંપાદક**

## પ્રકરણ પહેલું

# મુસ્લીમ પ્રમુખ

મૈયા ભારતીની ગુલામીની જંજીરો તોડવાનો જે મહા પ્રયાસ આજ વર્ષોથી ચાલે છે, તેમાં હિંદના સૌ સપુતોનો—હિંદુ—મુસ્લીમ—શિખ—પારસી કે ખ્રિસ્તી સૌનો હિસ્સો છે; સૌની સમાન જવાબદારી છે. તેત્રીસ કરોડ હિંદી પ્રજાની મુક્તિ માત્ર હિંદુઓ નથી કરી શકવાના, નથી એકલા મુસ્લીમો કરી શકવાના કે નથી બીજી કોઇ એક કોમ કરી શકવાની. પણ દેશની આઝાદીનો ભગીરથ પ્રયાસ સર્વ કોમો પોતાનો કોમીવાદ ભૂલીને રાષ્ટ્રીયત્વના મહાપ્રવાહમાં ભળે ત્યારેજ સિધ્ધ થશે; એ સ્વપ્ન હિંદના રાજદ્વારી મહર્ષિઓએ આજ ત્રેપન વર્ષ પહેલાં જોયેલું અને તેમાંથી આજની હિંદી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થઇ.

આ મહાસભાને જન્મ આપવામાં કેટલાક ઉદારચરિત અંગ્રેજોનો હાથ હતો; પરંતુ ત્યાર પછી હિંદુ મુસ્લીમ દેશ ભક્તોના સબળ પ્રયાસોને લીધે મહાસભાએ અનેક વાવાઝોડાં અને ઝંઝાવાતોમાંથી પસાર થઇને આજે વિરાટ સ્વરૂપ ધારણ કર્યું છે. હિમાલયના ગંગોત્રી શિખર પાસેથી નીકળતી ઝરણાં જેવી ગંગા પ્રયાગરાજ આગળ સાગર સમું જે વિરાટ સ્વરૂપ ધારણ કરે છે, તેવું સ્વરૂપ આજની મહાસભાનું છે. આ સ્વરૂપને વિકસાવવામાં મહર્ષિ દાદાભાઇ નવરોજજી, સર

ફીરોઝશાહ મહેતા, ગોપાલકૃષ્ણ ગોખલે, લોકમાન્ય તિલક, સ્વ. દેશબંધુ, મહાત્મા ગાંધીજી, લાલા લજપતરાય વગેરેએ જે ફાળો આપ્યો છે તેમાં ડો. અન્સારી, હકીમ અજમલખાન હઝરત મોહાની, મૌલાના મહમદઅલી, મૌલાના શૌકતઅલી અને આ વર્ષની રામગઢ મહાસભાના પ્રમુખ મૌલાના અબુલ કલામ આઝાદની પૂરવણી જેવી તેવી નથી.

મહાસભાના પ્રમુખસ્થાનને આજ સુધીમાં ઘણા મુસ્લીમો શોભાવી ગયા છે. શ્રી. બદરૂદ્દીન તૈયબજી, ડો. અન્સારી, હકીમ અજમલખાન, મૌલાના મહમદઅલી, વગેરે મુસ્લીમ આગેવાનોએ મહાસભાના પ્રમુખ બનીને મહાસભા એક કોમની નહિ પણ દેશ સમસ્તની સંસ્થા છે એ પૂરવાર કરી આપ્યું છે. મૌલાના શૌકતઅલીનો પાછળથી વિચાર પલ્ટો થતાં તેઓ ભલે મહાસભાથી છૂટા પડયા પરંતુ ખિલાફતના દિવસોમાં અલીભાઈઓએ હિંદુ મુસ્લીમ બિરાદરીનુ જે ગાઢ પ્રદર્શન કરાવ્યું હતું તે હિંદના ઈતિહાસમાં સદાયે યાદગાર રહેશે.

મુસ્લીમ લીગના પ્રમુખ મિ૦ ઝીણા પણ એક વખતે મહાસભાના તખ્તા ઉપરથી બોલવામાં મહદ માન સમજતા હતા. પંદર વર્ષ પહેલાના તેમના ભાષણો આજે પણ રાષ્ટ્રવાદી ઝીણાના મૂળ સ્વરૂપની યાદ આપે છે. અલબત્ત આજે દેશ કરતાં વ્યકિતત્વને વહાલું ગણવાની આકાંક્ષાથી પ્રેરાઈને તેઓ પોતાનું વહાણ જુદી જ દિશામાં હંકારી રહ્યા છે. પરંતુ તેમની આ પ્રત્યાઘાતી પ્રવૃત્તિઓનો જવાબ મીજલસે અહરાર, જમીયત-ઉલ ઉલમા, નેશનાલીસ્ટ મુસ્લીમ પાર્ટી, લાલ

ખમીસધારી ખુદાઇ ખિદમતગાર મંડળ વગેરે મુસ્લીમ મંડળો આપી રહ્યા છે. રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ તરીકે મૌલાના આઝાદની ચુંટણી એ પણ મિ. ઝીણાને જવાબ છે.

મૌલાના આઝાદ પહેલી વખત દિલ્હી ખાતે ઇ.સ. ૧૯૨૩ માં મહાસભાનું ખાસ અધિવેશન મળ્યું ત્યારે પ્રમુખ હતા. ત્યાર પછી આજે બીજી વાર તેમની પ્રમુખ તરીકે વરણી થઇ છે. વચમાં ૧૯૩૨ ની લડત દરમ્યાન તેઓ મહાસભાના કામચલાઉ પ્રમુખ હતા.

ડૉ. અન્સારીના સ્વર્ગવાસ પછી મહાત્મા ગાંધીજીના જમણા હાથ સમા મૌલાના અબુલ કલામ આઝાદ મહાસભામાં અનોખું સ્થાન ભોગવે છે. તેમના વિશિષ્ટ વ્યક્તિત્વદ્વારા, તેમની વિદ્વતા અને પાંડિત્ય દ્વારા તેમજ શાંતિ પ્રિયતા અને ધ્યેયલક્ષીતાથી તેઓ આજની આ સ્થિતિએ પ્હોંચ્યા છે. રાજકારણમાં ન પડયા હોત તો પણ તેમની વિદ્વતા અને પાંડિત્યે તેમને આંતરરાષ્ટ્રીય વિભૂતિ બનાવ્યા હોત, પણ માત્ર વિદ્યાવ્યાસંગમાં પૂરાઈ રહીને શબ્દપંડિત બનવાનું તેમને કદી રૂચ્યું નથી. વિદ્વતાને વાંઝણી ન બનાવતા દેશના દુઃખી ભાંડુઓની દીનતા અને વેદનાના નિવારણ અર્થે તેનો શી રીતે ઉપયોગ થઇ શકે એ તેમના જીવનનો મહામંત્ર છે. હિંદુ–મુસ્લીમ ઐકયના ફીરસ્તા સમા મૌલાના આઝાદના નેતૃત્વ હેઠળ સર્વ કોમો એક થઇને માતૃભૂમિ ભારતની આઝાદી હાંસલ કરવા કટીબદ્ધ થશે એવી આશા છે,

—:૦:—

## પ્રકરણ બીજું

# હિંદમાંથી હિજરત: ૧૮૫૭

૧૮૫૭ નો સમય એટલે હિંદની કાળરાત્રિનો સમય. સંધ્યાકાળે દિવસ અને રાતની જેમ મથામણ થાય છે અને આખરે રાત્રિનો વિજય થાય છે, તેમ હિંદમાં ૧૮૫૭ ની સાલમાં ગુલામીની કાળરાત્રિ બેસી ગઇ, અને નાના ફડનવીસ, તાત્યાટોપી અને ઝાંસીની વીર–રાણી લક્ષ્મીબાઇના મરણીયા પ્રયાસો નિષ્ફળ ગયા.

બળવા તરીકે ઓળખાવવામાં આવતો આ સમય એ દેશની ક્રાન્તિનો કાળ હતો; તેનો ખરો ઇતિહાસ તો જ્યારે આઝાદ હિંદના ઇતિહાસકારો લખશે ત્યારે ખબર પડશે; પરંતુ એટલી વાત સાચી છે કે એ કાળમાં હિંદમાં સર્વત્ર ભારે અંધાધુંધી હતી. મરાઠાઓની લૂંટ અને પીંઢારૂ-વૃત્તિ પણ ઓછા નહોતા. નાના નાના રાજ્યોમાં વ્હેંચાઇ ગયેલા ભારત દેશમાં રાષ્ટ્રીય એકતાની જાગ્રતિ આવી નહોતી. અરસપરસ કુસંપ દ્વેષ અને ઇર્ષ્યાને પરિણામે છૂટા છવાયા દેશભકતોના પ્રયાસો અફળ ગયા. અને કંપની સરકારનું રાજ્ય રાણી વિકટોરીયાની છાપ સાથે વધુ સધ્ધર થયું. સામાન્ય જનતા એ બળવાને તટસ્થ ભાવે જોઈ રહી હતી. એટલે તે બળવાને સિપાઈઓના બળવા તરીકે ઓળખવામાં આવે છે.

દેશની આ અંધાધુંધીના સમયમાં, મોગલાઇની આથમી ગયેલી સંધ્યાના કાળમાં આ દેશમાંથી ઘણા કુટુંબો અન્યત્ર હિજરત કરી ગયા હતા. તેમાં મૌલાનાના પિતાશ્રી પણ હતા.

મૌલાનાના પિતાનું નામ મૌલાના મુહમ્મદ ખૈરૂલદ્દીન હતું. તેમના દાદા મૌલાના મુહમદ મુનવરૂલદ્દીનની ખ્યાતિ મુસ્લીમોના ધર્મગુરૂ તરીકે અતિ જાણીતી હતી. આખા કુટુંબમાં ધાર્મિક સંસ્કારો ખૂબ ઉંડા રોપાયેલા છે. તેમના વડવા શેખ જલાલુદ્દાન સમ્રાટ અકબરના સમયની એક જાણીતી વ્યકિત હતા. કુટુંબમાં ઉત્તરોત્તર ધાર્મિક સંસ્કારો વારસામાં મળતા ગયા હતા. મુંબઇમાં લાલબાગમાં તેમના કોઇ વડવાને નામે એક મસ્જીદ હજી અસ્તિત્વ ધરાવે છે, અને મૌલાના આઝાદ જ્યારે મુંબઇની મુલાકાત લ્યે છે ત્યારે આ મસ્જીદની અતિ ભકિતભાવે મુલાકાત લે છે; અને વડવાઓની કબર ઉપર પુષ્પો ચઢાવે છે.

મૌલાના આઝાદના પિતાશ્રી મુહમ્મદ ખેરૂલદ્દીનની સારી ખ્યાતિ હોવાથી ઠેઠ કાઠિયાવાડ, મુંબઈ અને અન્યત્ર તેમના ઘણા અનુયાયીઓ હતા. પણ ૧૮૫૭ ની આંધીમાં ઘણા મુસ્લીમ કુટુંબો હિંદમાંથી હિજરત કરીને હિંદ બહાર જવા લાગ્યા. ત્યારે મૌલાનાના પિતાશ્રીને પણ બીજા મુસ્લીમ દેશો જોવાની ઇચ્છા થઇ એટલે તેઓ પણ સાથે ચાલી નીકળ્યા હતા. ત્યાં મક્કાના એક ધર્મચુસ્ત આરબ કુટુંબમાં તેમણે લગ્ન કર્યું. અને મકકામાંજ ઘણો વખત ગાળ્યો. તેમની વિદ્વતાને કારણે મકકાના સમાજમાં પણ તેમને સારૂં સ્થાન મળ્યું.

મક્કામાં ૧૮૮૮ ની સાલમાં મૌલાના આઝાદનો જન્મ થયો. જન્મ વખતે તો તેમનું નામ અબુલકલામ ફીરોજ-બખ્સ અહ્‌મદ મોહીઉદ્દીન રાખવામાં આવ્યું હતું. પરંતુ મોટી ઉમ્મરે "આઝાદ" તખલ્લુસથી પ્રગટ થતાં તેમના તેજસ્વી અને સ્વતંત્ર લેખોએ તેમને મૌલાના આઝાદ બનાવ્યા; અને ખરેખર તેમણે હિંદની આઝાદી માટેના પરિશ્રમ ઉઠાવીને પોતા-ના નામને સાર્થક કર્યું છે.

તેમની બાલ્યાવસ્થા મક્કા અને મદીનાની શેરીઓમાં ગઇ છે. માતપિતા તરફથી ઇસ્લામી ધર્મનું તેમનામાં નાનપણથીજ સિંચન થયું હતું. હિંદુસ્તાનના મુસ્લીમ ઓલીયા સાંઇની નિર્લેપવૃત્તિ અને અરબ્બી ખાનદાનની માતા તરફથી અરબ લોહીની નિર્ભયતા અને ખડતલપણું તેમના વારસામાં ઉતર્યું છે. પિતાની વિદ્વતાએ ધર્મઝનુનને બદલે તેમનામાં ગંભીરતા આણી છે. સંકૂચિતતાને સ્થાને સર્વદેશીય વ્યાપકતા તેમના લખાણોમાં અને જીવનમાં નીતરે છે. સાચા મુસ્લીમને છાજે તેવો તેમનો ધર્મપ્રેમ છે, પરંતુ તેમના ધર્મપ્રેમે તેમને બીજા ધર્મોની નિંદા કરતા કદી નથી શીખવ્યું. તેમના ધર્મશાસ્ત્રોના અભ્યાસે તેમને તુલના-ત્મક અભ્યાસ કરવા પ્રેર્યા હતા; અને તેથી હિંદુ ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરતાં તેમનો હિંદુ ધર્મ પ્રત્યેનો આદર અતિ વધ્યો છે.

—:*:—

## પ્રકરણ ત્રીજું

# નાઇલમાં જળવિહાર

મૌલાના આઝાદની કેળવણીની શરૂઆત મક્કાની ખાનગી નિશાળથી થઇ. હિંદુસ્તાનની ધુડી નિશાળોની માફક તેઓ પોતાનો કક્કો એવીજ કોઇ મદરેસામાં શિખ્યા હતા. પણ હિંદુસ્તાનમાં જેમ સંસ્કૃત પ્રેમી શાસ્ત્રીનો દિકરો પિતા પાસેજ શાસ્ત્રોનું અધ્યયન કરીને પંડિત બનતો તેવીજ રીતે નાનપણમાં ધાર્મિક પુસ્તકોનું વાચન અને શિક્ષણ તેમને પોતાના પિતા તરફથીજ મળ્યું હતું, પણ આટલાથી તેમની જ્ઞાન ભૂખ મટે તેમ નહોતું.

તેમના પિતા મૌલાના ખૈરૂલદ્દીન મક્કાથી ઇરાન, તુર્કસ્તાન અને મીસરના પ્રવાસે નીકળ્યા. અને મીસરના પાટનગર કેરોમાં આવતાં ત્યાંની પ્રાચીન વિદ્યાપીઠ અલઅઝાર જોઇ. હિંદ, અને ચીનની માફક મીસરી સંસ્કૃતિ પણ અતિ જૂની છે. હિંદની તક્ષશિલા અને નાલંદા સમી પ્રાચીન અને ભવ્ય વિદ્યાપીઠોની કોટીમાં આવે એવી આ વિદ્યાપીઠ જોઈને તેમને પોતાના પુત્ર અબુલ કલામને તેમાં શિક્ષણ લેવા બેસાર્યા.

વાચનની સાથે મૌલાનાને હોડીમાં બેસીને ફરવાનો અતિ શોખ હતો. નાઇલમાં માઇલોના માઇલો હોડીમાં બેસીને ફરવા નીકળી પડતા. નાઇલના વિશાળ તટમાં કલાકોના કલાકો હોડીમાં ફરતાં તેમને કદી કંટાળો આવતો નહિ.

એકવાર સાયંકાળે હોડીમાં બેસીને નાઇલમાં જળવિહાર કરવા માટે મોલાના અબુલ કલામ નીકળ્યા. હોડીમાં પોતે અને નાવિક સિવાય બીજું કોઇ નહિ. ફરતાં ફરતાં બે કલાક થઇ ગયા અને રાત્રિ પડી; આકાશમાં ચન્દ્ર સોળે કળાએ પ્રગટી ઉઠયો.

"કેમ હવે પાછા ફરશું ને ?" આખા દિવસના શ્રમિત નાવિકને ચાંદની કરતાં ઘરની પથારીની મોજ વધુ મીઠી લાગતી હતી.

"અરે આજ તો આખી રાત નાઇલમાં વિહાર કરવો છે, તારી મહેનત માથે નહિ પડે." ચાંદની રસિયા અબુલ કલામે કહ્યું.

અતિ પરિશ્રમી એવા ગરીબ નાવિકના જીવનમાં ચાંદનીના આલ્હાદક વાતાવરણને માણવા જેટલો અવકાશ નહોતો. તેણે પાછા જવા હઠ પકડી પણ અબુલ કલામને ચાંદનીની મોજ જતી કરવી નહોતી. આખરે નાવિકે જમીને આવું છું એમ કહીને હોડી નાઇલના એક કાંઠે લાંગરી.

કલાક બે કલાક થયા પણ નાવિક જમવા ગયો તે પાછો દેખાયોજ નહિ. કાફીખાનામાં ગયો ત્યાં ઉંઘી ગયો કે ઇરાદાપૂર્વક ન ગયો પણ જનાબ અબુલ કલામ તો રાહ જોતા રહ્યા.

આખરે થાકીને અબુલ કલામે હોડીને ચાલતી કરી દીધી. નાવિક જેવી કુશળતા નહિ છતાં ચાંદની અને જળ-વિહારના શોખથી પ્રેરાઇને નાઈલના વેગવંતા વિશાળ

પટમાં હોડી ખુદાને નાખુદા બનાવીને તરતી મૂકી દીધી. પવન અનુકૂળ હતો એટલે હલેસાંની પણ જરૂર નહોતી.

ચાંદનીના શિતળ કીરણોમાં ન્હાતા અને તરંગોમાં લીન એવા મૌલાના હોડીમાંજ ઉંઘી ગયા. નાઇલના સાગરસમા પટમાં તણાતી હોડીને હવે રોકનાર કોઇ નહોતું. માઇલોના માઇલો જતી નાઇલમાં આ હોડી ક્યાં અટકશે તેનો કશો ભરોસો નહોતો.

મૌલાનાએ હોડી ઉપાડયા પછી થોડીકવારે નાવિક આવ્યો અને હોડી ન જોતાં તેને અબુલ કલામની સલામતિ વિષે ચિંતા પેઠી. તેણે દોડીને પરિસ્થિતિના ખબર અબુલ કલામના શિક્ષકો અને કુટુંબીઓને આપ્યા; સર્વત્ર અતિશય ચિંતાભરી દોડધામ થઇ રહી. વહેલી સવારમાં નાઇલને બન્ને કાંઠે માણુસો શોધ માટે દોડાવવામાં આવ્યા, પાછળ હોડીઓ પણ તરતી મૂકવામાં આવી.

આખરે સવારે આઠ વાગે અબુલ કલામની હોડીનો પત્તો લાગ્યો. સદ્‌ભાગ્યે રાત્રે મૌલાના ઉંઘમાં હતા ત્યારે પવન ફરવાને લીધે હોડી સીધી ન તણાતાં કાંઠાના પાણીમાં ઉગતાં છૈયાંઓમાં ખુંપી ગયેલી અને તેથી મૌલાનાની પાછલી રાત અને વહેલી સવાર ત્યાંજ વીતી.

સવારે અબુલ કલામ આંખ ઉઘાડીને જુએ છે તો 'યા અલ્લા'ના ઉદ્‌ગારો આશ્ચર્ય સાથે મ્હોંમાંથી નીકળી પડયા, હોડીને પાછી કેવી રીતે લઇ જવી અથવા તો કમરપૂર કાદવમાં ચાલીને કાંઠાનો રસ્તો લેવો એ બેમાંથી એક પગલું

ભરવાનો વિચાર કરે છે ત્યાં તો પોતાની શોધમાં નીકળી પડેલા માણુસો આવી પહોંચ્યા. અને મૌલાનાને ક્ષેમ કુશળ લઈ જવામાં આવ્યા.

"અબુલ કલામ, આવું ગાંડપણુ, આવું જોખમ" શુભેચ્છકોએ ઠપકો આપ્યો.

"અરે હોય એ તો, ક્યાંક તો પ્હોંચાતને" હસીને મૌલાનાએ વાતને હળવી બનાવી દીધી. પણ ત્યાર પછી એકલા હોડીમાં ફરવા જવાનો મૌલાના ઉપર પ્રતિબંધ મૂકાયો.



## પ્રકરણ ચોથું

## અબુલ કલામ કેમ રડયા ?

"બેટા રડે છે કેમ, તને શું થયું છે? બોલતો ખરો"

શાળામાંથી ઘેર આવીને ધ્રુસકે ધ્રુસકે રડતાં અબુલ કલામને તેની માતા ઘણા સવાલો પૂછે છે, છતાં જવાબ ન આપતાં રડયા કરે છે. જેમ પૂછે છે તેમ આંખમાંથા આંસુ વધુને વધુ સરે છે.

પિતા પણ પૂછે છે પણ હિબકાં ઉપર હિબકાં ખાતો અબુલકમાલ જવાબ આપતો નથી. બપોર થયા છતાં ખાવા માટે પણ ન ઉઠતા પૂત્રને કેમ સમજાવવો તેની વિમાસણમાં માતા પડયા. ત્યાં એક સહાધ્યાયી આવ્યો; તેની વાતચીત ઉપરથી જણાયું કે અબુલ કલામે આજે નિશાળમાં પાઠનો જવાબ આપતાં પુસ્તકમાંથી ઉતારો કરીને ચોરી કરી છે; તેથી શિક્ષાગુરૂએ બધા વિદ્યાર્થીઓની હાજરીમાં અબુલ કલામની સખત હાજરી લઇ નાખી હતી. અને તેને અત્યંત ભોંઠામણ લાગી હતી.

"હશે બેટા, ચાલ જમી લે" પુત્રના ગમે તેવા અપરાધોને ભૂલી જનાર માતાને મન આ વસ્તુ નજીવી હતી. પણ પિતા આકરા થયા.

"પણ મેં ચોરી કરી નથી, મેં કોઇ પુસ્તકમાંથી ઉતારો નથી કર્યો" રડતાં રડતાં અબુલ કલામે ખુલાસો કર્યો.

"મૌલવી કાંઈ મૂર્ખ નથી કે તને વગર ગુન્હે ઠપકો આપે" પિતાએ શિક્ષાગુરૂનો બચાવ કર્યો.

"પણ મને આખો પાઠ યાદ છે, એટલે મેં યાદ રાખીને લખ્યો હતો, ચોપડીમાં જોઇને નહોતો લખ્યો."

વધુ વાતચીતમાં પિતાને સમજાયું કે પુત્રે નિશાળમાં જવાબ આપતાં કોઈ પુસ્તકમાંથી ચોરી નહોતી કરી, પણ તેને આખો પાઠ મોઢે યાદ રહયો હોવાથી, બરાબર ચોપડીમાં હોય તેવીજ રીતે તે જવાબ લખી શકયા હતા.

પુત્રની આ યાદદાસ્ત અને તીવ્ર સ્મરણશકિતથી પ્રસન્ન થઇને પિતા પુત્રને સાંજે તેના શિક્ષક પાસે લઇ ગયા; અને પુત્રનો બચાવ કર્યો.

"યાદ હોય તો બોલ જોઉં હમણાં" શિક્ષાગુરૂએ તરતજ કસોટી મૂકી. માલાના આઝાદ આજ વખતે આખો પાઠ કડકડાટ બોલી ગયા, અને પોતાના પિતા અને શિક્ષક બન્નેને આશ્ચર્યચકિત કરી નાખ્યા.

સરળ શિક્ષકે પોતાની ભૂલ કબુલી અને બીજે દિવસે વિદ્યાર્થીઓ સમક્ષ અબુલ કલામનો વાંસો થાબડીને તેનું બહુમાન કર્યું. આગલે દિવસે વિદ્યાર્થીઓમાં હલકો પડેલ અબુલ કલામ તે દિવસથી વર્ગનો મુખ્ય વિદ્યાર્થી થઈ બેઠો.

તેમના નાનપણની આ સ્મરણશકિતનો પરચો તેમના ઘણા પુસ્તકોમાં જણાય છે. તેમણે 'તજકીરા' નામથી ઉર્દુમાં પોતાની આત્મકથા મોટી ઉમ્મરે લખી છે, એ આખી આત્મકથા જેલમાં કેવળ યાદદાસ્ત ઉપરથી લખી છે, કશા પુસ્તકોના સાધનો વગર તેમાં તેમણે ટીપ્પણો અને ટાંચણો આપ્યા છે. એ જોતાં તેમની યાદદાસ્ત શકિત કેટલી તીવ્ર હોવી જોઇએ તેનો ખ્યાલ આવે છે.

# પ્રકરણ પાંચમું

## હિંદમાં પુનરાગમન

મૌલાના આઝાદને મીસરની અલઅઝાર વિદ્યાપીઠમાં ઉચ્ચ અભ્યાસ ચાલુ રાખવાની તીવ્ર ઇચ્છા હતી, પરંતુ સંજોગો તેમને અનુકૂળ ન થયા. તેમના પિતા ખેરૂલદીનને ઈરાન, અરબસ્તાન, ઈજીપ્ત, અને તુર્કસ્તાન, વગેરે દેશોનો પ્રવાસ કર્યા પછી માદરવતન હિંદ યાદ આવ્યું. પોતાને માટે ઠરીને ઠામ થવાને યોગ્ય ભૂમિ હિંદ જ છે એમ અનુભવે તેમને લાગ્યું. અને તેઓ સપરિવાર તુરત હિંદમાં આવ્યા. અને કલકત્તામાં વસવાટ શરૂ કર્યો. મૌલાનાનો ઉચ્ચ અભ્યાસ ત્યારથી અધુરો રહ્યો. પરંતુ માણસમાં અભ્યાસવૃત્તિ હોય તો કોલેજો કે વિદ્યાપીઠોમાં ગયા વગર પણ માણસ વિદ્વાન, સંસ્કારી અને બહુશ્રુત બની શકે છે. તેનો મૌલાના આઝાદ ઉત્તમ નમુનો પુરો પાડે છે. ઉર્દુ અને અરબી ભાષામાં લખાયલા તેમના પુસ્તકોએ તેમને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ અપાવી છે. તેમજ પી. એચ. ડી, ની ડીગ્રી પણ તેમને મળી છે.

તે સમયના રિવાજ પ્રમાણે અને તેમના કુટુંબની ખાનદાની પ્રમાણે ૧૮ વર્ષની નાની ઉમ્મરે ૧૯૦૬ ની સાલમાં તેમના કલકત્તામાં લગ્ન થયા હતા. આં લગ્નથી તેમને એક સંતાન છે.

હિંદમાં આવ્યા પછી તેમની શક્તિનો પરચો જુદે જુદે સ્થળે જણાઈ આવતો હતો. સોળ વર્ષની નાની

ઉમ્મરે તેમણે અમૃતસરથી પ્રગટ થતા ઉર્દુ માસિક 'વકીલ'નું તંત્રીપદ સંભાળ્યું હતું. અને ' આલન્દો ' નામના બીજા પત્રોમાં પણ તેમના લેખો પ્રગટ થવા માંડયા હતા.

પણ આ સમય દરમ્યાન તેમના ઉપર ઓચિંતી આફત આવી પડી. તેમના લગ્ન કર્યાંને હજુ પૂરા બે વર્ષ નહોતા થયા ત્યાં ૧૯૦૮ માં તેમના પિતાશ્રી મૌલાના ખૈરૂલદ્દીનનું કલકત્તામાં અવસાન થયું અને કુટુંબની બધી જવાબદારી તેમના ઉપર આવી પડી.

હિંદના બીજા આગેવાનો પંડિત જવાહરલાલ નહેરૂ, સુભાષ બોઝની માફક મૌલાના આઝાદ ગર્ભશ્રીમંત તો નહોતા, પણ સાથોસાથ કેવળ ગરીબાઇનો કાતિલ ડંખ પણ તેમને વેઠવો પડયો નથી. તેમના પિતાશ્રીના ઘણા અનુયાયીઓ અને પ્રસંશકો હતા, જેથી પૈસાની ગરીબાઇ તેમને વેઠવી પડી નથી. તેમના કુટુંબને સારી સ્થિતિ ભોગવતું મધ્યમવર્ગનું કુટુંબ કહી શકાય. આથી મૌલાના આઝાદને પૈસા કમાવાની બહુ પડી નહોતી, પૈસા કરતાં વધુ કિંમતી વસ્તુ જનસેવા કરવા તેમનો આત્મા તલસતો હતો. અને પછી તો તેમની વિદ્વતાએ તેમને એટલી બધી ખ્યાતિ આપી હતી કે તેમના પુસ્તકોના પણ સારા પૈસા તેમને મળ્યા હતા. અને અત્યારે પણ તેમના પુસ્તકો માટે પ્રકાશકોની માંગ ઉભી જ હોય છે.

હિંદમાં આવ્યા પછી તેમણે થોડા વખતમાં જોઈ લીધું કે હિંદને આજે કેવળ વિદ્વાનોની જરૂર નથી, કેવળ પુસ્તક રસિયા પંડિતોથી દેશનું દારિદ્ર ફીટવાનું નથી. ભુખે મરતા

કરોડો દેશબાંધવોની કંગાલિયત પ્રત્યે દુર્લક્ષ્ય કરીને કેવળ પુસ્તકોના કિલ્લામાં પૂરાઇ રહેવામાં પોતાનું કે દેશનું શ્રેય નથી. તેમણે જોઇ લીધું કે હિંદમાં વિદ્વતા, પાંડિત્ય અને ફીલ્સુફીનો તોટો નથી. પણ તેનો રોજના સમાજજીવનમાં સક્રિય ઉપયોગ કેમ કરવો અને આમજનતાના જીવનની બહેતરી આણવામાં તેનો કેમ ઉપયોગ કરવો એ મહત્વનો પ્રશ્ન છે.

તેમની આ વિચારશ્રેણીએ તેમને રાજકારણમાં ઘસડયા અને આમજનતાની કેળવણીના સાધન તરીકે તેમણે 'અલહિલાલ' નામે ઉર્દૂ સાપ્તાહિક શરૂ કર્યું. તેમના જાહેર-જીવનની શરૂઆત ત્યારથી થઈ એમ કહી શકાય. પોતાના લેખો તેઓ 'આઝાદ'ના તખલ્લુસથી લખતા, અને તેમના આ લેખો એટલા સ્વતંત્ર વિચારો દર્શાવતા હતા કે તેમણે ટૂંક વખતમાં જનતાનું ધ્યાન ખેંચ્યું, અને ત્યારથી તેઓ મોહીઉદ્દીનને બદલે મૌલાના આઝાદ તરીકેજ સર્વત્ર વધુ જાણીતા છે.

——:o:——

## પ્રકરણ છઠ્ઠું

# મુસ્લીમ લીગ સાથે અથડામણ

મૌલાના આઝાદની પ્રામાણિકતા અને નીડરતાએ તેમને ટૂંક વખતમાં મુસ્લીમ લીગ સામે અથડામણમાં આણી મૂકયા.

૧૯૦૦ ના છેલ્લા દાયકામાં મુસ્લીમ લીગના આગેવાન સર સૈયદ અહમદખાને મહાસભા સામે મુસ્લીમોને ઉશ્કેરવા માંડયા હતા, અને તેની ઘણી અવળી અસર મુસલમાનોમાં થઇ હતી. પરદેશી શાસન સામે લડીને તેને હિંદમાંથી કાઢવાને બદલે હિંદુઓ સામેજ લડવાનું મુસ્લીમ લીગનું મુખ્ય કાર્ય હોય નાહ એવો ભાસ થઇ રહ્યો હતો. ત્યારપછીની મુસ્લીમ લીગની ખુલ્લી બેઠકોમાં પણ તેમની રાજનતિક હિલચાલ પરદેશી સરકાર સામે નહિ પણ હિંદુઓ સામે ચલાવવાના ભાષણો થતા.

મૌલાના આઝાદની વિવેકબુદ્ધિને લાગ્યું કે આ ઝેરી પ્રચાર અટકવોજ જોઇએ. તેમણે જોઇ લીધું કે સાચું મુસ્લીમપણું હિંદુઓ સામે લડવામાં નથી, પણ હિંદુઓ સાથે બિરાદરી કરીને દેશની આઝાદી મેળવવામાં રહેલું છે. અરબસ્તાન, તુર્કસ્તાન અને ઇરાનના સ્વતંત્ર મુસ્લીમ રાજ્યો જોઇને હિંદ સ્વતંત્ર હોય તો તેની શિકલ કેવી બદલાઈ જાય તેનો તેમને સદાયે ખ્યાલ રહેતો.

પોતે ઇસ્લામી સંસ્કૃતિના પૂરા જ્ઞાતા હોવાથી તેઓ ધર્મને નામે ખોટી ઉશ્કેરણી કરનારાઓને સદાયે ચાબુકો

લગાવતા કે "ગુલામોને ધર્મ કેવો? આઝાદી મેળવવી એજ ગુલામોનો ધર્મ હોઈ શકે." દેશની બે આંખો સમી હિંદુ મુસ્લીમ પ્રજા એક થઇને ખભેખભા મીલાવીને લડે તોજ દેશની સ્વતંત્રતા સિદ્ધ થશે અને નવા હિંદી રાષ્ટ્રનું નિર્માણ થશે એવી જાતના વિચારોનો તેમણે આગ્રહપૂર્વક જોરશોરથી પ્રચાર કરવો શરૂ કર્યો.

મુસ્લીમ લીગના આગેવાનો અને વાજીંત્રોએ સામા પ્રહારો શરૂ કર્યા. પોતાની આગેવાની સાચવી રાખવાની ટૂંક બુદ્ધિથી પ્રેરાયેલા મુસ્લીમ લીગના આગેવાનોને તેમના લખાણો ખુંચવા લાગ્યા. મૌલાના આઝાદે પોતાની તેજસ્વી કલમથી આ સ્વાર્થી આગેવાનોની રાષ્ટ્રવિરોધી નીતિ ખુલ્લી પાડી. બીજા મુસ્લીમ દેશોમાં બનતા બનાવોની હિંદની પરિસ્થિતિ સાથે તુલના કરીને દેશના મુસ્લીમોને તેમણે આઝાદીનો પ્રેરક સંદેશ આપ્યો. તેમને અનેક જાતની ધાકધમકીઓ મળી પણ નિડર માલાના આઝાદ એવી ધાકધમકીને વશ થાય તેવા નહોતા. ખુદ મુસ્લીમલીગ મંડળોમાં પણ મૌલાના આઝાદના વેધક લખાણોની એટલી બધી અસર થવા માંડી કે મુસ્લીમ લીગના આગેવાનોએ જોયું કે તેઓ જો હવે આગળ નહિ ચાલે તો મુસ્લીમ જનતાનો થોડો ઘણો ટેકો પણ ખોશે. આથી મુસ્લીમ લીગને ૧૯૧૩માં પોતાનું ધ્યેય બદલીને સાંસ્થાનિક સ્વરાજનું રાખવું પડયું.

માલાના આઝાદ પોતાના જાહેરજીવનની શરૂઆતથી આજસુધી કટ્ટર રાષ્ટ્રવાદી રહ્યા છે. કૃત્રિમ નેતાગીરી કે બહુમતિની લાલચે તેઓએ કદી કોમવાદને મચક આપી

નથી. બીજા સ્વતંત્ર દેશોમાં જુદા જુદા ધર્મો પાળતી પ્રજા એક રાષ્ટ્ર તરીકે કેવી રીતે રહે છે અને દેશની તરક્કીમાં કેવો સમાન હિસ્સો આપે છે એ વસ્તુ તેઓ સદાય દેશના કોમવાદીઓ સમક્ષ મૂકતા આવ્યા છે. પોતાની આગેવાની સાચવી રાખવાના મોહને વશ થઇને જનાબ ઝીણાની માફક તેઓ કદી કોમવાદની લપસણી સીડીએ ચડયા નથી.

મૌલાના સામેના કોમવાદીઓના પ્રયાસો નિષ્ફળ નીવડયા. મહાસભા પ્રત્યે મુસ્લીમોનું વલણ વધતું ગયું, પણ ત્યાં ૧૯૧૪ નું વિશ્વયુદ્ધ આવ્યું અને સંજોગો પલ્ટાયા.

# પ્રકરણુ સાતમું

## 'અલહીલાલ' ઉપર આફત

૧૯૧૪ની સાલમાં યુરોપમાં ભીષણ યાદવાસ્થળી જામી આ યુધ્ધ સાથે હિંદને કશું સ્નાનસૂતક ન હોવા છતાં બ્રિટીશ સરકારે તેને પણ યુધ્ધમાં એક વૈતરાની જેમ જોડી દીધું.

'મારનાર કરતા જીવાડનાર મોટો છે' એ ઉક્તિને બદલે 'જીવાડનાર કરતાં મારનાર મોટો છે' એ ઉક્ત વધુ સાચી છે એવો ભાસ આખી દુનિયાને થવા લાગ્યો. ઇશ્વરે દીધેલા આ દેહનો ઉપયોગ અન્યની કતલ કરવા સિવાય બીજો હોય નહિ એમ યુરોપે બતાવ્યું. માનવજાતને આપઘાતને પંથે વાળીને રાજપ્રકરણી આગેવાનોએ પોતાની બુદ્ધિનું દેવાળું દર્શાવ્યું; દુનિયાની સંપત્તિ નવજગતના સર્જનમાં વાપરવાને બદલે ઘોર સંહારના દાવાનળમાં હોમાણી. તર્ક, બુદ્ધિ, વિજ્ઞાન, કળા, સાહિત્ય અને ઉદ્યોગે આ દાવાનળમાં ઇંધન પુરવાનું કામ કર્યું. અને પોતાનું દાસત્વ સિધ્ધ કર્યું. જર્મન માતાના આંસુ કરતાં બ્રિટિશ માતાના આંસુ વધુ કિંમતી છે એવો ભ્રમ ઉભો કરવામાં આવ્યો. યુરોપના આ ગાંડપણને રોકનારી તેમની પાસે કોઇ શાંતિપ્રિય સંસ્કૃતિ નહોતી. "જીવો અને જીવવા દો"ના પરમ મંત્રને સ્થાને 'બળવાન જ જીવશે' એવી ઉન્માદક ઘોષણા થતી હતી.

ચીન કે હિંદની શાંતિપૂજક સંસ્કૃતિનો રંગ યુરોપને હજી નહોતો લાગ્યો. પરસ્પર શિંગડા ભરાવતા આખલાઓની માફક યુરોપના રાજ્યોને પોતાના શસ્ત્રસરંજામનો મદ ચઢયો હતો. માનવ સમજશક્તિનું દેવાળું નીકળે ત્યારેજ યુદ્ધ જેવી જંગાલિયત શકય બને છે, તેનો યુરોપ એક દાખલો બન્યું.

આવા તોફાનના સમયમાં 'અલાહિલાલ' પત્રના સ્વતંત્ર લખાણો સરકારથી સાંખી શકાય તેમ નહોતું. માલાના આઝાદ બીજા રાષ્ટ્રોની સાચી પરિસ્થિતિથી હિંદના મુસ્લીમોને વાકેફ કરવા લાગ્યા. યુદ્ધ જેવા વિકટ સમય દરમ્યાન સરકાર આવું સત્ય જીરવી શકે તેમ નહોતું. 'અલહિલાલ'ની કટારો ઉપર સરકારનો જાપ્તો; વધ્યો, સરકારી અમલદારોની તેના ઉપર કડક આંખ રહેવા લાગી. 'પાયોનીયર' અને બીજા એંગ્લો–ઇન્ડીયન છાપાઓએ 'અલહિલાલ'ના લખાણો સામે ઉહાપોહ મચાવીને સરકારનું ધ્યાન ખેંચ્યું. પાર્લામેન્ટમાં પણ પ્રશ્નોત્તરી થઈ. પરિણામે હિંદી સરકારે 'અલહિલાલ'ની જામીનગીરી જપ્ત કરી અને નવી જામીનગીરી માંગી. જામીનગીરી ભરી આપનાર મિત્રો તો મૌલાનાને મળી રહે તેમ હતા, પરંતુ મૌલાના જાણતા હતા કે આ જામીનગીરી પણ જપ્ત થવાનો પુરો સંભવ હતો. આથી પોતાના માનીતા 'અલહિલાલ'ને બંધ કરવું પડયું; પણ મૌલાના આઝાદ આથી પોતાની પ્રવૃત્તિને અટકાવે તેવા નહોતા. તેમણે તુરતજ 'અલબલાગ' નામે બીજું પત્ર શરૂ કર્યું.

સરકારની આ પત્ર પ્રત્યે પણ કરડી નજર તો હતીજ; પરંતુ તે હિંદના મુસ્લીમોને અને ખાસ કરીને મૌલાનાના પ્રસંશકોને છંછેડવા ન્હોતી માગતી. તેથી શરૂઆતમાં તો તેની સામે કશાં પગલાં લેવાયા નહિ; પરંતુ જેમ જેમ 'અલબલાગ'નો પ્રચાર વધવા લાગ્યો તેમ સરકારની આંખ ઉઘડી, 'અલગ બલાગ' સામે દિલ્હી, પંજાબ, સંયુકત પ્રાંન્તો, મધ્યપ્રાન્તો અને મુંબઇ પ્રાન્તમાં પ્રતિબંધો મૂકાયા, અને 'અલબલાગ'ને ગુંગળાવી નાખવાના પ્રયાસો થયા. મૌલાનાને પણ એ પ્રાન્તોમાં જવાની મનાઇ થઈ.

પણ સરકારે તુરત જોઈ લીધું કે આટલાથી મૌલાનાની પ્રવૃત્તિ અટકે તેમ નહોતું.



## પ્રકરણ આઠમું

## રાંચીમાં નજરકેદ

"મૌલાના આઝાદ ઘરમાં છે કે ?"
૧૯૧૬ ની સાલમાં એક વહેલી સવારે કલકત્તામાં મૌલાનાના નિવાસસ્થાને એક મોટર આવીને ઉભી રહી. મોટરમાંથી ઉતરતાં વેંતજ પોલીસ અમલદારોએ મૌલાનાના નોકરને પ્રશ્ન પૂછયો.

"મૌલાના સહાબ સુતા છે" નોકરે જવાબ આપ્યો.

પોલીસ અમદારોના અણધાર્યા આગમનથી આખા ઘરમાં હલચલ મચી રહી. આ ધમાલથી મૌલાના તુરત જાગી ઉઠયા. નોકર પાસેથી બધી વાત જાણીને તુરત દીવાનખાનામાં આવ્યા;

"મારા ગરીબખાના (ઘર) પર અત્યારમાં આપની પધરામણી ?" મૌલાનાએ પોલીસ અમલદારને સત્કાર્યા.

"મોટા સાહેબ આપને યાદ કરે છે" આ યાદનો અર્થ મૌલાના તુરતજ સમજી ગયા. વહેલી સવારમાં મોટા સાહેબને (છુપી પોલીસના વડા) પોતા પ્રત્યે સ્નેહ કેમ ઉભરાઇ આવ્યો તેનું કારણ મૌલાના સમજી ગયા અને ખડખડાટ હસી પડયા.

અર્ધા કલાકમાં તૈયારી કરીને મોટરમાં સાથે ઊપડયા. છુપી પોલીસના વડાએ બંગાલ સરકારનું તેમને ફરમાન

વંચાવ્યું જેમાં મૌલાનાને યુધ્ધ ચાલે તેટલો સમય રાંચીમાં નજરકેદ રાખવાનો હુકમ હતો.

મૌલાને સીધા મોટરમાં સ્ટેશને લઇ જવામાં આવ્યા અને કલકત્તાની જનતા જાણે તે પહેલાં તો તેમને રાંચી વિદાય કરી દેવામાં આવ્યા.

બીજા દેશો ઉપર રાજ્ય કરતી સરકાર સદાયે એવા ભ્રમમાં રહે છે કે પ્રજાના થોડા આગેવાનોને પકડવાથી પ્રજાનો જુસ્સો દબાઇ જશે. અને પોતાનું શાસન વધુ વખત લંબાવી શકશે; પણ આ ભ્રમણા તેમની થોડા વખતમાં ભાંગી જાય છે. કેમકે આગેવાનો એ માત્ર નિર્જીવ કે અલગ વ્યકિતઓ નથી હોતી, પરંતુ આમ જનતાની જે અંતર્ગત માંગ હોય છે, આકાંક્ષાઓ હોય છે. તેના પ્રતિનિધિઓ હોય છે. એ માંગ અને આકાંક્ષાઓ પૂર્ણ ન થાય ત્યાં સુધી આગેવાનો-ને પુરીને પ્રજાકિય જુસ્સાને દાબી દેવાના બધા પ્રયત્નો નિષ્ફળ જાય છે, એક આગેવાન જાય તો તેનું સ્થાન બીજો લે છે, બીજી સરકારો તો ઠીક પણ બ્રિટીશ જેવી સ્વાતંત્ર્ય-પ્રિય પ્રજા જેને પોતાની સ્વતંત્રતા માટેની લડતનો ઈતિ-હાસ છે, તે પણ આ વસ્તુ ભુલી જાય એ આશ્ચર્યની વસ્તુ છે.

હિંદી સરકારે પણ આજ ભૂલોની પરંપરા હિંદમાં આદરી હતી. લોકમાન્યને બ્રહ્મદેશમાં માંડલેના કારાવાસમાં પુરી રાખ્યા; મહમદઅલી અને શૌકતઅલીને પણ નજરકેદ કર્યા, લાલા લજપતરાયને અમેરીકાથી આવવાજ ન દીધા, અને મૌલાના આઝાદને રાંચી હડસેલી દીધા.

મૌલાનાની આ ધરપકડ અને નજરકેદ સામે બંગાલ અને બીજા પ્રાન્તોમાં શોરબકોર મચી રહ્યો; સર્વત્ર મુસ્લીમ જનતામાં ખળભળાટ મચી રહ્યા.

"મૌલાના આઝાદ જેવા વિદ્વાન પુરૂષને નજર કેદમાં રાખવાનું કારણ શું ?"

બંગાલ ધારાસભાના સભ્ય શ્રી. મઝરૂલ હુકકે પ્રશ્ન પૂછયો.

"મૌલાના આઝાદ ક્રાન્તિકારી સંસ્થાઓ સાથે સંબંધ ધરાવે છે" બંગાળના ગૃહમંત્રીએ જવાબ આપ્યો.

એ જમાનામાં કોઈ પણ હિંદી દેશભકતને પકડવા માટે સરકાર પાસે આ બ્હાનું બસ હતું.

મૌલાના આઝાદે જીવનભરમાં હિંસાનો બોધ કદી કોઇને આપ્યો નથી; ઉલ્ટું દેશપ્રેમ અને આદર્શવાદથી પ્રેરાયેલા નવજુવાનોને હિંસા માર્ગે પોતાની શકિત વેડફતા જોઇને તેમને સદાય ખેદ થયો છે. બને ત્યાં સુધી તેમને સમજાવવાનો પ્રયત્ન કર્યો છે; પરંતુ રાષ્ટ્રપ્રેમી અને આદર્શવાદી નવયુવકો જેમણે દેશની આઝાદી આગળ પોતાના જીવનને તુચ્છ ગણ્યું છે, ઘરબાર અને સગાંવહાલાઓને વિસારી મૂકયા છે એવા નવલોહીઆ યુવકોને માત્ર તેઓ હિંસામાં માને છે એટલા કારણસર તેમણે તેમને જાહેરમાં કદી ઉતારી પાડયા નથી. આ બાબતમાં તેમની મનોવૃત્તિ મહાત્મા ગાંધી કરતાં પંડિત જવાહરલાલ સાથે વધુ મળતી આવે છે.

૧૯૩૦ ની સાલમાં જ્યારે હિંદી નવયુવક સરદાર ભગતસિંહને તેની ક્રાન્તિકારી હિલચાલને અંગે ફાંસી આપવામાં આવી ત્યારે પંડિત જવાહરલાલ આંખમાં અશ્રુ સાથે બોલી ઉઠયા હતા :

"We are not going to disown our patriotic young men who have sacrificed their lives for the cause of the country's freedom, however misguided they may be in their actions".

(આપણા દેશના આ નવયુવકો જેમણે દેશની મુકિત ખાતર જીવન સર્વસ્વનું બલિદાન આપ્યું છે, તેમના કાર્યો ગમે તેટલા ભૂલભરેલાં હોય તો પણ આપણે તેમને ઉતારી પાડી શકીએ નહી) આ સબંધી મૌલાના આઝાદની અને પંડીત જવાહરલાલની વલણ એક સરખી છે.

એ જમાનામાં દેશની મુકિત માટે અધીરા બનેલા યુવકોને આ સિવાય બીજો માર્ગ જડતો નહોતો. બીજા દેશોએ આજ માર્ગદ્વારા સ્વતંત્રતા મેળવી છે એવો ખ્યાલ નજર સમક્ષ રાખીને તેઓ પોતાની પ્રવૃત્તિ ચલાવતા, પણ ગાંધીજીએ દેશને નવી દિશા આપી. ગમે તેવા મહાન આદર્શો હોય છતાં આ માર્ગે શકિત વેડફવામાં દેશનું હિત નથી એ તેમણે બંગાલ અને પંજાબના આદર્શઘેલા ક્રાન્તિકારીઓને સમજાવ્યું, અને તેમનો રાહ બદલાવ્યો. વ્યકિતગત કે સામુદાયિક હિંસાથી દેશનો માર્ગ સરળ બનતો નથી એ તેમણે આ યુવકોને બતાવ્યું. તેમની પ્રેમળ સમજાવટને પરિણામે દેશમાંથી હિંસાના પૂર ઓસરી ગયા. ક્રાન્તિકારી યુવકો અને યુવતીઓને દેશસેવાનો

તેમણે નવીન માર્ગ સૂઝાડયો. રાતદિવસ ક્રાન્તિકારીઓના ભયથી ટેબલ ઉપર પીસ્તોલ રાખીને પેઢીઓ ચલાવતા અંગ્રેજોને અભયવચન મળ્યું.

રાંચીની નજરકેદને મૌલાનાએ પોતાનો આરામવાસ બનાવ્યો. યુદ્ધ ચાલ્યું તે દરમ્યાન ત્રણ વર્ષનો બધો સમય તેમણે પોતાનો પ્રિય એવા તત્વજ્ઞાનનો અભ્યાસ કરવામાં અને લેખનમાં ગાળ્યા.

ત્રણ વર્ષ આખરે તેમને છોડવામાં આવ્યા. યુદ્ધ પૂરું થયા પછી પ્રજામતમાં વધેલા ઉહાપોહને લીધે સરકારને તેમને છોડવા પડયા.

# પ્રકરણ નવમું

## પુન : ઝંપલાવ્યું

જેમ પ્રથમ નજીવો ગુન્હો કરનારને જેલમાં નાખવાથી તે રીઢો ગુન્હેગાર બનીને બહાર નીકળે છે, તેમ જુલ્મી સરકારો પણ પોતાના વિરોધીઓને રીઢા વિરોધીઓ બનાવી દે છે. મૌલાના અબુલ કલામ આઝાદના જીવનમાં પણ તેમ બન્યું.

જો કે મૌલાના આઝાદના જાહેરજીવનની શરૂઆત ૧૯૧૦ થી થઇ, છતાં તેમની અત્યાર સુધીની પ્રવૃત્તિ પત્રકારિત્વ અને લેખન વ્યવસાય પૂરતી હતી. આમ જનતામાં ઘૂમતા કાર્યકર કરતાં અભ્યાસગૃહમાં બેઠેલા વિદ્વાનની પ્રતિભા તેમનામાં વધુ હતી. પણ ચાર વર્ષના કારાવાસમાં મૌલાનાને સત્ય સૂઝયું કે દેશનો ઉદ્ધાર કરવો હશે તો આમજનતાને તૈયાર કરવી પડશે. થોડા ભણ્યા ગણ્યા વિદ્વાનોથી દેશ બેઠો થઇ શકવાનો નથી. દેશસેવક માટે માત્ર લેખનવ્યવસાય બસ નથી, પણ પ્રજાકિય જાગ્રતિના આંદોલનોમાં તેણે ઝંપલાવવું પડશે. તેઓ આવી કોઈ પ્રવૃત્તિનો વિચાર કરે ત્યાં તો સરકારેજ સામો મોકો આપ્યો.

વિશ્વવિગ્રહ દરમ્યાન વફાદારીપૂર્વક બ્રિટનની પડખે મદદ કરવાના બદલારૂપે હિંદને વધુ નહિ તો બ્રિટીશ સરકારે આપેલ વચન પુરતા સુધારા તો હિંદને અવશ્ય મળશે એમ સૌ કોઇ આશા રાખી બેઠેલું, પણ પવન જોઇને પીઠ

ફેરવનારા બ્રિટીશ ચાણાકયોને ગાંધીજીએ અને બીજા દેશનેતાઓએ પૂરતા ઓળખ્યા નહોતા, બ્રિટીશ રાજનીતિજ્ઞોના વચન ઉપર, તેમની સાલસાઈ અને દાનત ઉપર વધુ પડતો ભરોસો મૂકતા ગાંધીજીને સ્વ. તિલક મહારાજે એક વખત કહેલું કે,

"ગાંધી, તમે આ બ્રિટીશ ચાણાકયોને પૂરતા ઓળખતા નથી. તેમની દ્વિઅર્થ વાણીથી રખે ભરમાતા."

અનુભવે ગાંધીજીને પણ લાગ્યું કે તિલક મહારાજની આ આગાહી કેવળ સાચી હતી.

પંજાબમાં અમૃતસરમાં થયેલા જલિયાંવાલા બાગ હત્યાકાંડે દેશના હૈયામાં ભારે શૂળ ઉપજાવ્યું; પંજાબમાં લશ્કરી કાયદાનો અમલ થયો. કાળા કાયદા તરીકે ઓળખાતા રોલેટ એકટે દેશના ધમધમતા વાતાવરણમાં ચીનગારી મૂકવાનું કાર્ય કર્યું.

ગાંધીજી અને બીજા આગેવાનોને લાગ્યું કે હવે બ્રિટનની શુભ દાનતમાં ભરોસો રાખીને બેસી રહેવામાં સાર નથી. ૧૯૨૦ ના માર્ચની ૨૨ મી તારીખે દિલ્હીમાં ગાંધીજી, લાલા લજપતરાય, હકીમ અજમલખાં અને મૌલાના આઝાદ વચ્ચે મંત્રણા થઈ. લાંબી ચર્ચા પછી સત્યાગ્રહનું આંદોલન ઉપાડવાનો નિર્ણય થયો. મૌલાના અને ગાંધીજીનો વધુ નિકટ પરિચય ત્યારથી થયો.રત્ન રત્નને ઓળખી શકે, ઝવેરી ઝવેરીને જાણી શકે, એમ ત્યારથી અરસ્પરસનો જે નિકટ પરિચય બન્ને વચ્ચે થયો તે આજ સુધી હંમેશાં વધુ ગાઢ થતો

આવ્યો છે. અને મહાસભાના જે પ્રથમ દરજ્જાના આગેવાનો છે, તેમાં મૌલાના આઝાદ મહત્વનું સ્થાન આજ સુધી ભોગવતા આવ્યા છે. ખીલાફત હિલચાલમાં પણ તેમણે અલીભાઇઓ સાથે તનતોડ પરિશ્રમ ઉઠાવ્યો હતો.

દેશના આ ધુંધવાતા વાતાવરણ વચ્ચે શાહી સરકારે પ્રીન્સ ઓફ વેલ્સને ૧૯૨૧ માં હિંદના પ્રવાસે મોકલવાનો નિર્ણય કર્યો. શાહજાદાના પ્રવાસ માટે આ સમય અનુકૂળ નથી એવી વાઇસરોયની સલાહ છતાં લંડનના લાટ સાહેબોએ તેમને અહિં મોકલ્યા. દેશે તેમના બહિષ્કારનો સાદ કર્યો. બ્રિટીશ શાહજાદાએ થોડાક સરકારી તમાસા સિવાય સર્વત્ર કેવળ સૂનકાર ભાળ્યો. બંગાલ સરકારે બંગાલની બધી મહાસભા સમિતિઓને ગેરકાયદેસર ઠરાવી. ૧૯૨૧ના ડીસેંબરમાં બંગાલના સિંહ સ્વ. દેશબંધુ દાસની ધરપકડ કરવામાં આવી; તેમની સાથે મૌલાના આઝાદ પણ ગીરફતાર થયા. દેશબંધુને છ માસની અને મૌલાનાને એક વર્ષની સજા થઇ.

કોર્ટમાં મહાસભાના આદેશ અનુસાર બચાવ તો કરવાનો નહોતો. પરંતુ વિદ્વાન મૌલાનાએ પોતાનું એક મહત્વનું નિવેદન કર્યું હતું. સાહિત્યક્ષેત્રમાં પણ આ લાંબા નિવેદનને અગત્યનું સ્થાન મળે એવું સુંદર આ નિવેદન છે. આ નિવેદનમાંથી એકજ ફકરો ટાંકવો બસ થઈ પડશે.

“ઇસ્લામનો સંદેશ આઝાદીનો છે. આ આઝાદી વગર ઇસ્લામ ધર્મમાં દર્શાવેલી બિરાદરી પણ સિદ્ધ થઇ શકે તેમ નથી. ઇસ્લામ ધર્મના એક નમ્ર અનુયાયી તરીકે આ આંદોલનોમાં મેં ભાગ લીધો છે. માદર-વતન હિંદની

આઝાદી વાંછવામાં અને તેને માટે પ્રયાસ કરવામાં કાંઈ ગુન્હો ગણાતો હોય તો હું તે ગુન્હાનો એકરાર કરૂં છું, અને સર્વ સાચા મુસ્લીમો મારી માફક આ ગુન્હો કરવામાં સામેલ થાય એવી અલ્લા પાસે દુવા માગું છું."

તેમના આ આખા નિવેદનમાં અહિંસા અને અસહકારની ફીલસુફી નીતરે છે. આ નિવેદનને ઉદ્દેશીને મહાત્મા ગાંધીજીએ 'યંગ ઇન્ડીયા'માં લખ્યું હતું કે "આ નિવેદન એ કોઇ જેલ જતાં કેદીનું મંતવ્ય નથી, પણ એક જીવંત ફીલ્સુફની વિચારધારા છે. દેશના સદ્‌ભાગ્ય છે કે આવા સાક્ષરના વિચાર રત્નોનો આપણને આ દ્વારા લાભ મળે છે."

## પ્રકરણ દસમું

# છુટકારો: દિલ્હી મહાસભાના પ્રમુખ:

અતિશ્રમથી તૂટી જતા દેશસેવકો માટે જેલ એક આશિર્વાદરૂપ છે. યુરોપ અને બીજા દેશના રાજપ્રકરણી આગેવાનો ગોલ્ફ, ક્રીકેટ, શિકાર, હોડીની સહેલગાહ અને બીજી રમતો દ્વારા પોતાના માનસિક થાકને ઉતારે છે, અને વારંવાર તાજગી મેળવે છે, પરંતુ હિંદમાં રાજપ્રકરણી કાર્યકરો અથવા આગેવાનોને કમનસીબે માનસિક શ્રમ ભૂલવાની આવી તક મળતી નથી. પણ સદ્‌ભાગ્યે સરકાર તેમની મદદે આવે છે, અને એક બે વરસ જેલમાં ફરજીઆત આરામ આપે છે. એટલે મહાત્માજીના સત્યાગ્રહ આંદોલન શરૂ થયા પછી કાર્યકરો જેલને આરામવાસ માનતા થયા છે, તેમાં ઘણો અર્થ છે.

મૌલાના આઝાદને પણ એક વર્ષના કારાવાસ દરમ્યાન જોઈતો આરામ મળ્યો, અને પોતાને અતિપ્રિય એવી વાચન લેખનની પ્રવૃત્તિઓ માટે પણ અવસર મળ્યો. એક વર્ષ તો જોત જોતામાં પસાર થઇ ગયું.

"મૌલાના સાહેબ, આપને કાલે હવે જવાનું છે" જેલરે સજા પૂરી થવાને આગલે દિવસે માનપૂર્વક મૌલાનાને કહ્યું.

"અફસોસ, મારૂં લેખન કાર્ય હજી અધુરૂં છે. થોડા દિવસ ભલેને વધુ અહિં રહેવાય" મૌલાનાથી બોલાઇ જવાયું.

"આપને માટે એક વર્ષથી વધુ રોટીનો સરકારે પ્રબંધ નથી કર્યો એટલે લાચાર છું" જેલરે હસતાં હસતાં કહ્યું.

૧૯૨૩ માં મૌલાના બહાર આવ્યા, જોયું તો દેશમાં સોપો પડી ગયેલો. મહાત્માજી જેલમાં ગયા. લડત બધી સંકેલાઈ ગયેલી, અને મહાસભાના એકત્ર કાર્યને બદલે હવે કામ કેમ કરવું તેને માટે દેશમાં તીવ્ર મતભેદો ઉભા થયા. ધારાસભા, અદાલતો અને સરકારી કોલેજોનો ત્રિવિધ બહિષ્કાર ચાલુ રાખવાની હિમાયત કરનારા ચુસ્ત ગાંધીવાદી નાફેર-વાદીઓ અને બીજી બાજુ ધારાસભાની હિમાયત કરનારા શ્રી દેશબંધુ દાસનો સ્વરાજ પક્ષ એ બે વચ્ચેની ખેંચતાણ હતી. આ બધા પક્ષો વચ્ચે મગજની સમતુલા સાચવીને સર્વ પક્ષોને ન્યાય આપી શકે તેવી વ્યક્તિ એક મૌલાના આઝાદ હતા. અને બન્ને પક્ષોને તેમની તટસ્થતા અને ન્યાય બુદ્ધિમાં દૃઢ વિશ્વાસ હતો. આથી દિલ્હીમાં સપ્ટેંબરમાં મળનારી મહાસભાની ખાસ બેઠકના પ્રમુખસ્થાને તેમની વરણી થઈ.

બન્ને પક્ષોની ખેંચતાણમાં તૂટી જતી મહાસભાને મૌલાનાએ વચલો રસ્તો કાઢીને બચાવી લીધી, અને મહા-સભામાં ભંગાણુ થતું અટક્યું. તેમણે સાપ મરે નહિ અને લાકડી ભાંગે નહિ તેવો વચલો રસ્તો કાઢ્યો; તેમણે બન્ને પક્ષોને મહાસભાના મૂળભૂત સિદ્ધાંતોને સાચવીને પોતાની રીત અનુસાર કાર્ય કરવાનો માર્ગ મોકળો કરી આપ્યો. ધારા-સભામાં જઈને દેશની સેવા થઈ શકે છે એમ પ્રામાણિક-પણે માનનારાને તે રીતે કામ કરવા દેવું જોઈએ

એમ તેમણે નાફેરવાદીઓને સમજાવ્યું અને દેશનો ઉદ્ધાર ધારાસભા કરતાં આમજનતામાં રચનાત્મક કાર્યક્રમ ઉપાડવાથી વહેલો થશે એમ તેમણે ધારાસભાવાદીઓને સમજાવ્યું; આથી સ્વરાજ પક્ષ ધારાસભામાં જઇને કઇ નીતિ અને કયા સિધ્ધાંતો ઉપર કામ કરશે તેની ચોકકસ રેખાઓ નકકી કરવામાં આવી અને મહાસભાનું ડોળાતું પાણી વધુ શુદ્ધ થયું. જો મૌલાનાના ડહાપણ અને વિવેકનો જો છૂટથી ઉપયોગ ન થયો હોત તો મહાસભાનાં બે નોખા ભાગલા પડત અને તેનું બળ ઘટત. સરદાર વલ્લભભાઇ જેવા ચુસ્ત નાફેરવાદીને તેમણે સમજાવી લીધા, એટલુંજ નહિ પણ મદ્રાસના શ્રી. રાજગોપાલાચારી અને બિહારના શ્રી. રાજેન્દ્રબાબુ જેવા આગેવાનોને સમજાવીને ધારાસભા પ્રવેશને તેઓ સંમતિ ન આપે તો વિરોધ નહિ કરે એટલી ખાત્રી મેળવી લીધી અને વાતારવણને સરળ બનાવ્યું.

મૌલાનાના કાર્યને લાલા લજપતરાય અને મૌલાના મહમદઅલી જેઓ સરકારી પરોણાગતમાંથી હમણાં જ છૂટીને આવ્યા હતા તેમણે વધાવી લીધું અને આ રાહને સંમતિ આપી.

મૌલાના આઝાદની રાહબરી હેઠળ દેશમાં કોમી એકસંપી સ્થાપવા માટે એક રાષ્ટ્રીય કરાર ( નેશનલ પેકટ ) ઘડવા એક ખાસ સમિતિ નીમાણી.

તેઓ પોતાનું પ્રેસ વગેરે લઇને દિલ્હીમાં વસવા આવ્યા, પરંતુ થોડા વસવાટ પછી આ સ્થળ અનુકૂળ ન લાગતાં ૧૯૨૪ માં પુનઃ કલકત્તા આવ્યા.

# પ્રકરણ અગિયારમું

## ૧૯૩૦-૩૨ ના આઝાદી જંગમાં

મૌલાના આઝાદની જીવનપ્રવૃત્તિમાં હવે સાક્ષરી રંગોને બદલે રાજકારણી રંગોની ભાત શરૂ થઈ. દેશમાં ઝપાટાબંધ રાજકિય બનાવો બનવા લાગ્યા; મૌલાના હવે રાજકારણમાં એટલી અગત્યની વ્યક્તિ થઈ પડયા હતા કે ઈચ્છે તો પણ તેઓ હવે અલગ રહી શકે તેમ નહોતું.

તેમણે ૧૯૨૬ માં 'અલહિલાલ'ને ફરી શરૂ કર્યું. પણ હવે તેઓ બીજી પ્રવૃત્તિઓમાં એટલા બધા રોકાયલા રહેતા હતા કે પહેલાંના જેવું એકલક્ષી ધ્યાન 'અલહિલાલ' પાછળ ન આપી શકયા. અને 'અલહિલાલ' ટૂંક વખતમાં બંધ થયું.

હિંદને શું જોઈએ છે, અને તેને માટે કેવું બંધારણ યોગ્ય ગણાય તે નક્કી કરવા ૧૯૨૮માં સાઈમન કમીશન આવ્યું. હિંદીઓને શેની જરૂર છે તે વાત હિંદીઓ સમજે તેના કરતાં પાંચ હજાર માઈલ દુર આવેલા બ્રિટીશ ટાપુઓના આ વતનીઓ વધુ સમજે છે એવા ડહાપણના ઘમંડ સાથે તેઓ હિંદ આવ્યા. હિંદે તેમના આગમનને "કૃપા કરીને પાછા જાવ, તમારા ડહાપણનો લાભ તમારા દેશને આપો" એવો રોકડીયો જવાબ ઠેર ઠેર આપીને સાઇમન કમીશનનો બહિષ્કાર કર્યો.

સાઇમન કમીશન આવ્યું હતું તેવુંજ પાછું ગયું. રાષ્ટ્રવાદી હિંદને તેમના ડહાપણની અને લુખ્ખા શાબ્દિક લેપની જરૂર નહોતી. હિંદને શું જોઇએ છે તે હિંદીઓજ જાણી શકે અને હિંદનું બંધારણ હિંદીઓજ ઘડી શકે એ વાતની પ્રતીતી તરીકે પંડિત મોતીલાલ નહેરૂના પ્રમુખપણા હેઠળ એક બંધારણ કમીટી મહાસભાએ નીમી. આ કમીટીએ 'નહેરૂ રિપોર્ટ' તરીકે ઓળખાતો ઐતિહાસિક મુસદ્દો ઘડી કાઢયો. આ હેવાલ ઘડવામાં મૌલાનાએ પણ પૂરતો સાથ આપ્યો હતો એટલુંજ નહિ પણ રિપોર્ટનો પ્રચાર કરવામાં પણ તેમણે કિંમતી મદદ આપી હતી.

૧૯૨૮ માં મહાસભાએ સાંસ્થાનિક સ્વરાજ આપવાની સરકારને એક વર્ષની મહેતલ આપી. એક વર્ષ પૂરૂં થતાં મહાસભાએ રાવીને તીરે સંપૂર્ણ સ્વાતંત્ર્યની ઘોષણ કરી અને તે સિદ્ધ કરવા માટે મહાત્મા ગાંધીની રાહબરી હેઠળ આખો દેશ કટીબદ્ધ થયો. દેશભરમાં કુરબાનીની, સ્વાર્થત્યાગની અને અર્પણની મહાભરતી આવી. હિંદમૈયાની શૃંખલા તૂટી કે તૂટશે એમ થઇ રહ્યું. વર્ષોથી દીન દલિત તરીકે બેઠેલા ગુલામ હિંદની આંખોમાં આશાની નવી ચમક આવી, ભારત માતાના મંદિરમાં જાગ્રતિના ઘંટારવો થવા લાગ્યા. વર્ષો સુધી અંધારામાં પડેલા આ દેશને પ્રભાતના પહેલાં કિરણોની ઝાંખી થઇ. પણ એ ઝાંખી જ રહી.

લોર્ડ ઇરવીને સમય જોઇને મહાત્મા ગાંધીજી સાથે સંધી કરી. મૌલાના આઝાદ અને બીજા સર્વ રાજદ્વારી કેદીઓની મુક્તિ થઇ. કેવળ શબ્દો ઉપર જ મદાર રાખનાર

બીજા દેશો હિંદની આ લડત પ્રત્યે આશ્ચર્યથી જોઈ રહ્યા. તેમને લાગ્યું કે "ગાંધીએ તો લાકડાની તલવારે કિલ્લો સર કર્યો." પણ તેમને ખબર નહોતી કે એ લાકડાની તલવાર હોય તો પણ તેની પાછળ કુરબાનીનો ઈલ્મ હતો.

૧૯૩૧ માં લંડનમાં ગોળમેજી મળી. રાષ્ટ્રીય મુસ્લીમોના પ્રતિનિધિ તરીકે મૌલાનાને મોકલવાનો મુસ્લીમોએ આગ્રહ કર્યો. પરંતુ "મહાસભા એ કોઈ કોમની નથી પણ રાષ્ટ્રીય સંસ્થા છે, તેથી તેના પ્રતિનિધિ તરીકે મહાત્મા ગાંધી જાય તેમાં હિંદુ મુસ્લીમ અને બીજી સર્વ કોમોનું પ્રતિનિધિત્વ આવી જાય છે" એમ કહીને મૌલાના ન ગયા.

ગોળમેજીમાંથી ખાલી હાથે મહાત્માજી પાછા ફર્યા. બ્રિટીશ મુત્સદ્દીઓએ વચનવાણીનો આડંબર ઘણો કર્યો પણ સંતની ઝોળીમાં નગદ નાણું કંઈ પરખાવ્યું નહિ. મહાત્માજી હિંદને કાંઠે ઉતરે તે પહેલાં તો હિંદમાં સરકાર અને મહાસભા વચ્ચે ચકમક શરૂ થઈ ગઈ હતી. અને ૧૯૩૨ની બીજી લડત શરૂ થઈ.

પહેલી હરોળના સર્વ આગેવાનોને એક પછી એક સરકારે કારાવાસ પાછળ ધકકેલી દીધા. ૧૯૩૨ માં મૌલાના કામચલાઉ રાષ્ટ્રપતિ બન્યા, અને પુનઃ કારાવાસ વેઠયો. દેશમાં દમનની લોખંડી ચક્કી પુનઃ પીસાવા લાગી. સિદ્ધાંતશીલ અહિંસક હિંદ અને લોખંડી કાંડા બાવડાંવાળા પરદેશી શાસન વચ્ચે કાંડાકસી થઈ.

ઈતિહાસના આ પ્રકરણો ઘણાં તાજા છે; જેથી તેનું પુનરાલેખન, અત્રે અનાવશ્યક છે.

# પ્રકરણ બારમું

## રામગઢના સરનશીન

૧૯૩૫ નો હિંદી બંધારણનો કાયદો અમલમાં આવ્યો ત્યારથી માલાનાની પ્રવૃતિઓને નવું દિશાક્ષેત્ર મળ્યું. મહાસભાની હાર થઇ છે એમ કહેનારાઓને ધારાસભાની ચુંટણીઓમાં દેશે સજ્જડ જવાબ આપ્યો. કુલ અગીઆર પ્રાન્તોમાંથી આઠ પ્રાન્તોમાં મહાસભાએ સંગીન બહુમતિ મેળવી; અને અંગ્રેજ શાસકોને આશ્ચર્યચકિત કરી મૂકયા. રાષ્ટ્રના હૈયા ઉપર મહાસભાનો કેટલો કાબુ છે તેનો આ પુરાવો જોઇને બ્રિટીશ મુત્સદ્દીઓ ચુપ થઇ ગયા. ગવર્નરોની બીનદરમ્યાનગીરી સંબંધી વાઇસરોયની ખાત્રી મેળવ્યા પછી આઠ પ્રાન્તોમાં મહાસભાએ ઓદ્ધા સ્વીકાર્યા; અને ૫૦ વર્ષના ચાલુ વિરોધ પછી પહેલ વહેલી વાર હિંદની નવ-રચના કરવાનો બંધારણીય દ્રષ્ટિએ કંઇક અવસર મળ્યો; અને આઠે પ્રાન્તોમાં મહાસભાના મૂળભૂત સિધ્ધાંતોને અનુ-રૂપ રાજવહિવટ ચાલે અને આખરી લડત માટે પ્રજા તૈયાર થાય એ દ્રષ્ટિએ પ્રાન્તોનો કારભાર ચલાવવાની નેમ પાર પાડવા માટે મહાસભાએ સરદાર વલ્લભભાઇ પટેલ, શ્રી. રાજેન્દ્રબાબુ અને મૌલાના આઝાદની એક પાર્લામેન્ટરી કમીટી નીમી. હિંદના બધા મહાસભાવાદી પ્રાન્તોના વહિવટ ઉપર દેખ-રેખ રાખવાનું અને તેને સલાહ સૂચના આપીને નિયમન કરવાનું કમીટીનું કાર્ય હતું. મૌલાના આઝાદે આ કમીટીના કાર્યમાં

પોતાનો ફાળો આપીને મહાસભાની બંધારણીય પ્રવૃત્તિને શોભાવી છે, કેટલાક પ્રાન્તોમાં આંતરિક વિખવાદોને કારણે ઉભી થતી કટોકટી મૌલાનાની સમજાવટને પરિણામે બચી ગઇ છે. બંધારણીય વહિવટમાં પાવરધા એવા અંગ્રેજ શાસકો પાસે પણ મહાસભાના વહિવટે પ્રશંસાના ઉદ્‌ગારો કઢાવ્યા છે, તેના કારણોમાં મહાસભાવાદી પ્રધાનમંડળોની કુશળતા ઉપરાંત પાર્લામેન્ટરી સભ્યોની નિયમનકળાએ પણ મહત્વનો ભાગ ભજવ્યો છે. એ પડદા પાછળની વિગતો જાણનારા સારી રીતે જાણે છે.

"મૌલાના સાહેબ, આ વખતે તો આપે પ્રમુખ તરીકેની જવાબદારી લેવી જ પડશે" ત્રિપુરી મહાસભાનું પ્રમુખસ્થાન લેવાની આનાકાની કરતાં મૌલાનાને કારોબારીના સભ્યો પંડિત જવાહરલાલ, સરદાર વલ્લભભાઈ પટેલ વગેરે સમજાવવા લાગ્યા. પારાપાડો "નારે ના, હું તો સિપાઇ ભલો, મારે માથે એ કાંટાળા તાજનો બોજ હું ઉઠાવી શકું નહિ" મૌલાના આનાકાની કરવા લાગ્યા. અને ન માન્યા. આખરે તેમના ઉપર મહાત્માજીની લાગવગનો ઉપયોગ થયો. ગાંધીજીના કાગળનો ઇન્કાર મૌલાના ન કરી શકયા. હા લખી તો ખરી, પણ પાછળથી પોતાની અધુરી રહેલી લેખન પ્રવૃત્તિ વગેરેનો વિચાર કરતાં તેમનું મન પાછું હઠી ગયું અને છેક છેલ્લી ઘડીએ પોતાની ઉમેદવારી પાછી ખેંચી લીધી; અને ત્રિપુરી મહાસભાના પ્રમુખ તરીકે ડો. પટ્ટાભી સિતારામૈય્યા અને શ્રી સુભાષબોઝ વચ્ચે ચુંટણી થતાં બહુમતે શ્રી સુભાષબોઝ ચુંટાયા.

પણ શ્રી સુભાષબોઝની બિમારીને કારણે આખરે પ્રમુખસ્થાનનું કામકાજ તો ત્રિપુરીમાં મૌલાનાને જ કરવું પડયું.

આખરે ૧૯૪૦ ની રામગઢ મહાસભાના પ્રમુખ તરીકે તેમને આગ્રહ થતાં તેઓ ના ન પાડી શકયા. કૉમરેડ માનવેન્દ્ર રોયની હરિફાઈમાં દેશે તેમને બહુમતિથી ચુંટયા છે; મૌલાનાને ૧૬૭૧ અને રોયને ૧૮૩ મતો મળ્યા. આવતા વર્ષમાં દેશની આઝાદીના ઇચ્છિત ધ્યેયને પાર પાડવાની જવાબદારીનો બોજ તેમને માથે નાખ્યો છે.

મહાસભાના પ્રમુખ તરીકેની તેમની વરણીમાં આ વર્ષે તેમને સર્વ પક્ષોનો ટેકો હતો. ગાંધીવાદીઓ અને સમાજવાદીઓ બન્નેનો તેમને ટેકો હતો. થોડા ઘણા સામ્ય-વાદીઓ તટસ્થ હતા. થોડા મુઠ્ઠીભર રોય પંથીઓ સિવાય મહાસભાના સર્વપક્ષોની સંમતિથી તેઓ ચુંટાયા છે એમ કહી શકાય. તેમની ચુંટણીથી ગાંધીવાદનો વિજય અને ઉદ્દામવાદીઓનો પરાજય એમ માનવાનું કારણ નથી. કેમકે તેમની ચુંટણીમાં ઉદ્દામો કે વિનીતોનો કોઈ મુદ્દોજ ઉભો નહોતો થયો. તેમની ચુંટણી એ સર્વ પક્ષોનો તેમનામાં રહેલા વિશ્વાસને આભારી છે, પક્ષોથી પર એવા તેમના વ્યકિતત્વને આભારી છે; દેશ ઉપર આઝાદીની લડત ઉપાડવાની આવતી તીવ્રતર કસોટીના સમયે મહાસભાના સર્વ પક્ષોની એક હરોળમાં ઉભા રહેવાની ડહાપણભરી ખ્વાહેશનું તેમની ચુંટણીમાં પ્રતિબિંબ પડે છે. મહાસભા

માત્ર હિંદુઓનીજ છે એવું નથું અસત્ય વદનારા કોમવાદીઓને તેમની ચુંટણી પડકાર રૂપે છે. સાચો રાષ્ટ્રવાદી હોય, પછી તે ગમે તે કોમનો હોય તો પણ દેશનો સુકાની બની શકે છે તેનું આ ચુંટણી એક જ્વલંત ઉદાહરણ છે. તેમની રાહબરી હેઠળ હિંદ સ્વાતંત્ર્યના સુવર્ણ ધ્યેયને પાર પાડશે એવી આકાંક્ષા રાષ્ટ્રવાદી હિંદ સેવી રહ્યું છે.



# પ્રકરણ તેરમું

## સુલેહનો ફીરસ્તો

મૌલાના આઝાદના પ્રભાવશાળી વ્યકિતત્વ વિષે ઘણું લખી શકાય; તેમના વિવિધ ગુણોનું અનેક રીતે વર્ણન કરી શકાય. પરંતુ તેમણે મહાસભાની અને બીજી તકરારોમાં સુલેહના ફીરસ્તા તરીકે જે કિંમતી ભાગ ભજવ્યો છે, તેનો સવિશેષ ઉલ્લેખ આવશ્યક છે.

મૌલાનાનું વ્યકિતત્વ એવડું મોટું છે કે કોઈ એક પક્ષમાં તેમને સમાવી શકાય નહિ. તેમના આજ સુધીના જાહેરજીવનમાં પોતે પક્ષોથી સદાય પર, અલિપ્ત અને નિરાળા રહ્યા છે. તેઓ ધારત તો પોતાનો એક નવો પક્ષ મહાસભાની અંદર સ્થાપી શકત; પરંતુ નજીવા મુદ્દાઓ ઉપર પક્ષો પાડીને મહાસભાને નબળી પાડવાનું તેમને ગમ્યું નથી. ઉલટું તેમણે તો જુદા જુદા પક્ષો [illegible] સામ્યના તત્ત્વો કેટલા છે, તે તારવીને તે મુદ્દા ઉપર પક્ષોનું એકીકરણ કરવા પ્રયાસ કર્યો છે. ઝઘડતા પક્ષો વચ્ચે સુલેહનું બ્યુગલ બજાવ્યું છે. અને વિવિધતામાંથી એકતા તરફ ખેંચવાનું સુંદર કાર્ય કર્યું છે; આથીજ મહાસભા મંડળોમાં તેમને ઘણીવાર સુલેહના દૂત Peace-maker મૌલાના તરીકે ઓળખવામાં આવે છે.

૧૯૨૩ માં નાફેરવાદીઓ અને સ્વરાજવાદીઓ વચ્ચે ગંભીર મતભેદ ઉભો થયો. પોત પોતાના મતાગ્રહની ખેંચ-

તાણમાં કદાચ મહાસભા સંસ્થાને જ નુકશાન પ્હોંચે એવો ભય ઉભો થયો. આ પ્રસંગે મોલાનાની મુત્સદ્દીગીરી જ કામમાં આવી. દિલ્હીમાં મળેલી મહાસભાની ખાસ બેઠકમાં પ્રમુખસ્થાનેથી તેમણે જે કુશળતાથી, તટસ્થતાથી કામ કર્યું, તેથી મહાસભાની મૂળભૂત એકતા સચવાઇ રહી અને છતાં બન્ને પક્ષોને પોતપોતાની રીતે દેશની સેવા કરવાનો માર્ગ મળ્યો. જુદા જુદા પક્ષો અને વ્યક્તિઓ વચ્ચે વિરોધ કરતાં સામ્યના તત્વો કેટલા છે તેનો પહેલાં વિચાર કરીને તે મુદ્દા ઉપર બન્નેનું એક્ય સાધવાનો મૌલાનાનો સ્વભાવ થઈ પડયો છે. ધાર્મિક પુસ્તકો અને તત્વજ્ઞાનના અખૂટ વાચને તેમને શિખવાડયું છે કે માણસ માણસ વચ્ચે, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે વિરોધ કરતા સામ્યના મુદ્દા ઘણા વધુ છે, અને તેથી ગમે તેટલા ઘર્ષણ અને ઝઘડાઓ દેખાય છે છતાં માનવજાતની આખરી એકતા વિષેનો તેમનો વિશ્વાસ કદી ડગતો નથી. અને તેમનો આ અડગ વિશ્વાસ જ સર્વ સમન્વયમાં તેમને માટે એક પ્રેરણારૂપ થઈ પડયો છે.

સંયુકત પ્રાન્તમાં મુસ્લીમોના બે પેટા વિભાગો શિયા અને સુન્ની વચ્ચે ગંભીર ઝઘડો ઉભો થયો. વર્ષો પહેલાં થઇ ગયેલા એક ખલીફાના એક પક્ષ વખાણ કરે અને બીજો તે ખલીફાની નિંદા કરે, અને આને લગતા 'તબારા' અને 'માધે સાહેબા' નામે ઓળખાતા ગીતો ગાઈને ઝઘડો વધારે. સંયુકત પ્રાન્તમાં આ ઝઘડાએ બન્ને પક્ષો વચ્ચે રમખાણ જમાવ્યું. સેંકડો મુસ્લીમો આ કારણસર જેલમાં ગયા. સંયુકત પ્રાન્તની મહાસભાવાદી સરકારના

સુલેહ માટેના પ્રયાસો નિષ્ફળ ગયા. મુસ્લીમ લીગની પણ આ ઝઘડો પતાવવામાં કાંઇ કારી ફાવી નહિ. આખરે આ ઝઘડાનો નિકાલ મૌલાનાની જ રાહબરી હેઠળ શાંત થયો. મૌલાના પોતાની વિદ્વતા અને વાચનના બળે આ લોકોને સમજાવી શક્યા કે વર્ષો પહેલાં થઈ ગયેલા ખલીફાના ગુણ અવગુણો પર ઉશ્કેરાઇને આપસ આપસમાં મારામારી કરવા નીકળવું એ બચ્ચાંશાહી મૂર્ખાઈ છે.

પંજાબમાં મહાસભા પક્ષો વચ્ચે ઝઘડો ઉભો થયો. ડો. સત્યપાલ અને ગોપીચંદ ભાર્ગવના બે પક્ષોની ખેંચ-તાણ વચ્ચે પંજાબમાં મહાસભાનું જોર ઘટતું ચાલ્યું. શ્રી સુભાષબોઝ, પંડિત જવાહરલાલ વગેરેએ ઘણા પ્રયાસ કર્યા. તેમના પ્રયાસોને પરિણામે થોડો વખત શાંતિ જણાય પણ પાછું વાતાવરણ એને એ. આખરે એ ઝઘડો મૌલાનાના હાથમાં આવતાં તેઓ તેનું સંતોષજનક નિરાકરણ કરી શક્યા છે. અને સત્તાના સ્વાર્થી રાજકારણને બદલે સેવા અને સ્વાર્પણના પાયા ઉપર જ મહાસભાનું જોર વધી શકશે એ વસ્તુ બન્ને પક્ષોને સમજાવવામાં સફળ થયા હતા.

આપણા દેશના રાજકારણમાં પણ અત્યારે મૌલાના જેવા સુલેહના ફીરસ્તાની જ સાથી વધુ અગત્ય હોય તેમ જણાય છે. દેશભકત સુભાષબાબુ જેવા પ્રખર આગેવાન તેમની અધિરાઇમાં સરકાર સામે બળવો કરતાં કરતાં ખુદ મહાસભા સામે બળવો કરવાની હદે જઇ પ્હોચ્યા છે; ગાંધીવાદીઓ અને ઉદ્દામવાદીઓના ઝઘડાએ મહાસભાના આંતરિક વાતા-વરણને કલુષિત બનાવ્યું છે; વળી મુસ્લીમ લીગ અને બીજી

લઘુમતિઓ પોતાના કલ્પિત અન્યાયોનું રટણ કરીને રોજ નવા નવા તુક્કા ઉઠાવીને દેશમાં જામી પડેલા ત્રીજા પક્ષના ખીલા વધુ મજબુત બનાવવાનું કૃત્ય કરી રહી છે. આ બધા વિખવાદ ઉપર શાંતિ અને ઐક્યનું અમીવર્ષણ સુલેહના ફીરસ્તા સિવાય બીજું કોણ કરી શકશે ?

દેશની સ્વાધીનતાના સ્વપ્નાં સેવ્યાને મહાસભાને આજે અર્ધી સદી થઇ ગઇ. એક રાષ્ટ્ર, એક ધ્વજ અને એક પ્રજાના સુવર્ણમંત્રનું ગુંજન કર્યાને વર્ષો થઇ ગયા, છતાં આજે દેશને એ મંત્ર ફરી ઘુંટાવવા જેવી ગંભીર પરિસ્થિતિ ઉભી થઈ છે, તેને દેશનું દુર્ભાગ્ય ગણાવું કે કોમીવાદના આથમતા દિપકનો આ છેલ્લો ઝબકારો છે એમ માનીને આશ્વાસન લેવું એ નકકી કરવું અત્યારે મુશ્કેલ છે. પરંતુ મૌલાના સાહેબની દઢ માન્યતા છે કે માતૃભૂમિ હિંદના ચાલીસ કરોડ સંતાનોના સર્વ પ્રકારના હિતો પરસ્પર એટલા બધા સંકળાયલા છે કે ગમે તેવા વિઘ્નસંતોષીઓ અને પ્રેરિત કોમવાદી આગેવાનોના પ્રયાસો એળે જવાના છે. હિંદુ–મુસ્લીમ પારસી, ખ્રિસ્તી અને યાહુદી એવી સર્વ કોમોની સુવર્ણ એકતા ઉપર નવીન રાષ્ટ્રનું નિર્માણ અચૂક થશેજ; રાષ્ટ્રીયતાની પાવનકારી ગંગાના મહાપ્રવાહને કોઈ ખાળી નહિ શકે; વચમાં ઉભા રહેનારને કાંતો તણાવું પડશે કાંતો ડુબવું પડશે.

મૌલાનાની આ ભવિષ્યવાણી ઉપર ‘ તથાસ્તુ ’થી વધુ કયા કિંમતી પુષ્પો ચડાવવા ?

મુંબઇના જાણીતા સમાજવાદી આગેવાન બિરાદર મહેર-અલ્લીએ એક વખતે કહ્યું હતું તેમ કોમી એકતાએ જીન્ના કે જવાહરલાલના દિવાનખાનામાં નથી સધાવાની, પરંતુ કારખાના અને ખેતરોમાં સધાશે; જ્યાં સર્વ હિંદીઓ કોમ ધર્મના ભેદભાવ વગર રાષ્ટ્રની સંપત્તિનું સર્જન કરવામાં પોતાનો પસીનો સમાનભાવે પાડી રહ્યા છે, મૌલાના પણ આજ વસ્તુ કરી રહ્યા છે, પણ પોતાની રીતે અને પોતાની ભાષામાં.



## પ્રકરણ ચૌદમું

# તત્ત્વવેત્તા પંડિત અને લેખક

મૌલાના મુખ્યત્વે વાંચનપ્રિય આદમી છે. જો જીંદગીમાં કેવળ વાંચવા લખવાનું જ કાર્ય કરવાનું હોય તો મૌલાનાને જીંદગીમાં કશી ઊણપ જણાય નહિ. ફુરસદ હોય ત્યારે ખેતરો અને જંગલમાં ફરીને કુદરતનું સાનિધ્ય મેળવવું એ તેમનો પ્રિય વ્યવસાય છે. મુખ્યત્વે પુસ્તકાલય અથવા તો યુનીવર્સીટીમાં શોભે એવા મૌલાનાને દેશના સંજોગોએ પરાણે રાજકારણમાં ઘસડ્યા છે. ગોખલેજી, બાલગંગાધર તિલક વગેરેની માફક મૌલાના પણ અધ્યાપકની કોટીના માણસ હોવા છતાં તેમના દિલની પ્રામાણિકતા અને ભોગ આપવાની તમન્નાથી તેઓ રાજકારણમાં ઘસડાયા છે. સ્વતંત્ર દેશમાં રાજકારણ એટલે સત્તા, પદવી અધિકાર અને બીજા પ્રાપ્તિ-સ્થાનનો જલસો હોય છે, ખટપટ, કાવત્રાં દ્વેષ અને સ્વાર્થના રંગોથી રંગાયેલ હોય છે; ત્યારે હિંદ જેવા પરાધીન દેશનું રાજકારણ એટલે સેવા, કુરબાની અને આપભોગની યાત્રા, તેમાં જેલ, ગરીબાઇ અને બીજી યાતનાઓની બરદાસ કરવી પડે છે. તેથી તેમાં દેશનું ઉત્તમોત્તમ હીર હોય એવાજ માણસો મોટે ભાગે ટકી શકે છે. ઇંગ્લાંડના ચેમ્બરલેઇન, ચર્ચીલ અને સર જ્હોન સાઇમનની સાથે આપણા દેશના આગેવાનો ગાંધીજી, પંડિત જવાહરલાલ અને રાજેનબાબુને સરખાવીએ એટલે તરતજ ભેદનો ખ્યાલ આપણને આવી

રહે છે. મૌલાના આઝાદ પણ પરાધીન દેશના રાજકારણનું એક રત્ન છે.

મૌલાના ૧૫ વર્ષ સુધી મીસરની અલઅઝાર યુનીવર્સીટીમાં રહ્યા તે સિવાય તેમણે બીજી કોઇ કોલેજમાં અભ્યાસ નથી કર્યો. પરંતુ કેવળ પોતાના સ્વાધ્યાયના બળેજ તેઓ પંડિત બની શકયા છે. અને ઉર્દુ અને અરેબીક ભાષામાં લખાયેલા તેમના પુસ્તકોએ તેમને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ અપાવી છે. તેમણે અત્યારસુધીમાં લગભગ ૨૦ જેટલા પુસ્તકો લખ્યા છે. જેમાં મોટા ભાગના પુસ્તકો ધર્મશાસ્ત્ર અને તત્વજ્ઞાનને લગતા છે. ઇસ્લામ ધર્મના પવિત્ર પુસ્તક કુરાન ઉપર તેમણે ત્રણ ભાષ્યો લખ્યા છે, અને ઇસ્લામ ધર્મના મૂળ તત્વો ઉપર સારૂં અજવાળું પાડયું છે, તેમના પુસ્તકોમાંથી તેમને આવક પણ ઠીક થાય છે. અંગ્રેજી જ્ઞાન તેમણે પોતે જાતે ઘેર પ્રયાસ કરીને જરૂર પુરતું મેળવી લીધું છે: તેમને લાગ્યું કે હિંદ તેમજ બીજા દેશોની વર્તમાન પરિસ્થિતિ સમજવા અને છેલ્લામાં છેલ્લા આંતરરાષ્ટ્રીય વિચારપ્રવાહોથી વાકેફ રહેવા માટે અંગ્રેજી જ્ઞાન આવશ્યક છે, તેથી તેમણે ખપજોગા અંગ્રેજીનો ઘેરજ અભ્યાસ કરી લીધો છે. ઉર્દુ પુસ્તકો માટે તેમને પી. એચ. ડીની ડીગ્રી મળી છે.

માલાના આઝાદે પોતાની આત્મકથા 'તજકીરા' નામના પુસ્તકમાં લખી છે. ૩૦૦ પાનાનું આ પુસ્તક ઉર્દુ સાહિત્યનું અણમોલ રત્ન મનાય છે. આ આખું પુસ્તક તેમણે જેલમાં કેવળ પોતાની યાદદાસ્ત ઉપરથી લખ્યું છે; અને તેમાં સંખ્યાબંધ ટીપ્પણો ટાંકયા છે.

મૌલાનાનો અર્થ શાસ્ત્રી પંડિત અને ધર્મગુરૂ જેવો થાય છે. હિંદુ સમાજમાં બ્રાહ્મણોનું જે સ્થાન મનાય છે, તે સ્થાન મૌલાનાનું મુસ્લીમ સમાજમાં ગણાય છે. કલકત્તામાં ઇદની નિમાઝ મૌલાના આઝાદ વર્ષોથી પઢાવે છે. વચમાં કેટલાક કોમવાદીઓએ તે સામે વિરોધ ઉઠાવેલો, પરંતુ મૌલાનાની વિદ્વતા આગળ તેમનું કાંઇ ચાલ્યું નહિ.

મૌલાનાની આ વિદ્વતા, મુસ્લીમ ધર્મશાસ્ત્રો વિષેનું અગાધ જ્ઞાન હિંદના મુસ્લીમ સમાજને—ન હિંદુ—ન મુસ્લીમ એવા હિંદી રાષ્ટ્રીયત્વમાં સામેલ કરવા શક્તિશાળી બનશે એવી આશા છે.



# પ્રકરણ પંદરમું

## ગાંધીવાદી કે સમાજવાદી ?

મહાસભામાં જોડાયેલા દરેક કાર્યકર વિષે એવો પ્રશ્ન એકાદવાર તો પૂછાય જ છે કે "તેઓ ગાંધીવાદી છે કે સમાજવાદી ?"

મૌલાના ખરી રીતે કહીએ તો ગાંધીવાદી પણ નથી, અને સમાજવાદી પણ નથી. અથવા બીજી રીતે કહીએ તો મૌલાનાના પગ ગાંધીવાદમાં છે અને નજર સમાજવાદ તરફ છે. રાજપ્રકરણી ઘણી બાબતોમાં ગાંધીજી સાથે તેમના વિચારો મળતા હોવા છતાં મૈત્રી પંડિત જવાહરલાલ સાથે વિશેષ છે. તેમના વિચારો અને વૃત્તિનું સામ્ય ગાંધીજી કરતાં પંડિત જવાહરલાલ સાથે વધુ આવે છે.

ગાંધીવાદમાં ભળીને તેમણે સમાજવાદને કદી ઉતારી પાડયો નથી, તો સમાજવાદમાં ભળીને તેમણે કદી ગાંધીવાદનું ખંડન કર્યું નથી. પોતે પોતાને ઉદ્દામવાદી કહેવરાવતા નથી પણ તેમનો ઝોક સદાય ઉદ્દામો પ્રત્યે રહ્યો છે. "He is a leftist among the rightists and a rightist among the leftists" આવી કાંઈક સ્થિતિ તેમની કહી શકાય. સમાજવાદ પ્રત્યે તેમને આદર હોવા છતાં પોતે દેમાર સમાજવાદી નથી પણ વિકસતા સમાજવાદી (evolutionary socialist) છે. તેમની સ્વતંત્ર વિચાર શ્રેણીને કારણે તેઓ મહાસભાના બધા પક્ષોનું સન્માન

મેળવી શક્યા છે. એટલે છેલ્લા દસ બાર વર્ષોથી તેમને મહાસભાની કારોબારીમાં અચૂક સ્થાન મળેજ છે.

મૌલાના રાજકારણમાં પડયા હોવા છતાં આમજનતાના ધમસાણુમાં બહુ દેખાતા નથી. આથી મુંબઇની ચોપાટીની સભાઓ કે કલકત્તામાં શ્રદ્ધાનંદ પાર્કની સભાઓમાં બોલતાં તેમને ઘણા ઓછા માણસોએ જોયા છે. જાહેર સભાઓમાં બુલંદ અવાજે બોલતા વકતા કરતાં તેમની પ્રતિભા કારોબારીની આંતરિક ચર્ચાઓમાં, કે વિદ્વજજનોની ડાવકી મંડળીમાં વધુ ઝળકી ઉઠે છે. તેમની દલિલ અને સમજાવટની શકિત આંતરિક મંડળોની ગંભીર મંત્રણાઓમાં વધુ કારગત નીવડે છે.

મૌલાના રામગઢ મહાસભાના પ્રમુખ ચુંટાયા. પછી તેમણે દેશને નીચેનો સંદેશો આપ્યો છે.

**"દિવસે દિવસે આપણે આગામી લડતની સમીપે જતા જઈએ છીએ અને આપણું બધું લક્ષ્ય તેના ઉપર જ હવે કેન્દ્રિત થવું જોઈએ" ય** મૌલાના આઝાદનો મનોભાવ તેમણે પત્રકારો સમક્ષ વ્યકત કરેલા નીચેના ઉદ્ગારોમાં બરાબર વ્યકત થાય છે :

"દેશની આ અનિશ્ચિત સ્થિતિ હવે વધુ નહિ ટકે. અને રામગઢની બેઠક પછી નવી લડતનું સ્વરૂપ હયે તેવું પગલું મહાસભાએ લેવું જ પડશે. અને તેનું સ્વરૂપ સ્વાભાવિકપણે સવિનયભંગનું રહેશે.

"હિંદુ-મુસ્લીમ પ્રશ્નનો ઉકેલ કરવો જરૂરી છે, પરંતુ દેશ પાસે મુખ્ય પ્રશ્ન રાજકીય છે; તેથી આંતરિક

પ્રશ્નોનો નિકાલ ન થાય ત્યાંસુધી આઝાદીની લડતને થંભાવી શકાય નહિ. કોમી પ્રશ્ન એ આખરે તો ઘરગથ્થુ બાબત છે. અને તેથી રાજકીય પ્રશ્નની પતાવટને તેના ઉપર અવલંબિત બનાવી શકાય નહિ.

"છેલ્લા બે વર્ષો થયાં પ્રમુખપદ લેવા માટે મને મિત્રો દબાણ કરી રહ્યા હતા, પરંતુ દેશમાં બંધારણીય કામ ચાલી રહ્યું હતું; પણ સપ્ટેંબરમાં શરૂ થયેલા વિશ્વયુધ્ધથી મહાસભાના ઇતિહાસમાં એકદમ નવું પાનું ઉઘડ્યું છે, અને નિશ્ચયાત્મક લડતમાં ઉતરવા માટે મહાસભાએ પ્રાન્તિક વહિવટનો બોજ ફેંકી દીધો છે.

"આ પરિસ્થિતિ લાવવા માટે મારી જવાબદારી ઓછી નથી. અને હવે જ્યારે રાષ્ટ્રને ઘણી નાજુક અને કકોકટીભરી સ્થિતિનો સામનો કરવાનો છે, તે વખતે હું મારી જવાબદારીમાંથી છટકી શકું નહિ.

"સવિનય ભંગની હીલચાલ માટે દેશમાં અનુકૂળ વાતાવરણ હોવું જોઇએ, પરંતુ કોમી હુલ્લડ થાય તેવો ભય નથી.

"મહાસભાએ માનભર્યા સમાધાન માટે પોતાના દ્વાર સદાય ખુલ્લાં રાખ્યા છે. જો મહાસભાની રાજકિય માગણી બ્રિટીશ સરકાર સ્વીકારવા તૈયાર હોય તો અમે મિશ્ર પ્રધાન મંડળો સંબંધી વિચાર કરવા તૈયાર છીએ. પરંતુ ૧૯૩૫ ના હિંદી બંધારણના કાયદા હેઠળ મહાસભા ફરી હોદ્દા સ્વીકારે એ અસંભવ છે.

"કાંટાળા કોમી સવાલનો ઉકેલ લાવવા માટે એકેએક હિંદી આજે આતુર છે. મુસ્લીમોને પોતાના હકકોની સલામતિ માગવાનો પૂરો અધિકાર છે. પરંતુ તેઓએ પોતાની સલામતિ

માટે બ્રિટન ઉપર આધાર નહિ રાખવો જોઇએ, પરંતુ પોતાના દેશબાંધવો ઉપર આધાર રાખવો જોઈએ. અત્યારે સૌથી મહત્વનો પ્રશ્ન આઝાદીનો છે. બાકીના પ્રશ્નોનું નિરાકરણ પાછળથી થઇ શકશે.

"જો મુસ્લીમો પોતાની સલામતિ માટે બ્રિટન તરફ નજર નાખશે તો હિંદમાં તેઓ બ્રિટીશ શાહીવાદના મૂળ મજબુત બનાવશે. નવ કરોડ મુસ્લીમોએ પોતાના દેશબાંધવો પ્રત્યે શંકાની નજરે ન જોવું જોઇએ. મહાસભાના હાથમાં મુસ્લીમ હિતો સંપૂર્ણ રીતે સુરક્ષિત છે. મુસ્લીમોએ આઝાદીની મોખરે રહેવું જોઇએ, મહાસભાના દ્વાર–સર્વ કોમો માટે ખુલ્લાં છે."

હિંદી મહાસભાના પ્રમુખ તરીકે મૌલાના આઝાદની ચુંટણીને હિંદના મુસ્લીમોએ વધાવી લીધી છે. લાહોરમાં મૌલાનાના માનમાં યોજાયેલા સમારંભમાં પંજાબના વડા પ્રધાન સર સિકંદર હયાતખાન અને ધારાસભાના પ્રમુખ સર શહાબુદ્દીને હાજર રહીને મૌલાનાને અભિનંદન સાથે હારતોરા અર્પણ કર્યા હતા.



# પ્રકરણ સોળમું

## રામગઢમાં ઈતિહાસ રચાશે ?

દર દાયકે મહાસભાના ઇતિહાસમાં નવો તબકકો ખુલે છે; ૧૯૩૦ની લડત પછી ૪૦માં હવે રામગઢ મહાસભા દેશને નવી દોરવણી આપે તેની માર્ગપ્રતિક્ષા થઇ રહી છે.

એક બાજુ મહાસભા અને બીજી બાજુ બ્રિટીશ સરકાર, રાજાઓ અને મુસ્લીમ લીગ એવા પેતરામાં મહાસભાને ન સંડોવવાની મહાત્મા ગાંધીજીની કાળજી છતાં જે બનાવો બની રહ્યા છે તે જોતાં શાહીવાદ અને રાષ્ટ્રીવાદ વચ્ચેનું ઘર્ષણ અનિવાર્ય બનશે એમ જણાય છે. વચનશૂરા બ્રિટીશ ચાણાકયો અણીને વખતે પણ ડહાપણ અને દૂરંદેશી બતાવશે એ આશા વ્યર્થ ગઇ છે. પોલાંડ, ફીન્લેંડ અને ઝેકોસ્લોવકીયાની સ્વતંત્રતાનું રક્ષણ કરવા બહાર પડનાર બહાદુર (!) બ્રિટનને હિંદની ખાંધ ઉપરથી ઉતરવું ગમતું નથી, હિંદની સ્વતંત્રતાનો સ્વીકાર પણ કરવો નથી એથી વધુ મોટો વદતોવ્યાઘાત કયો હોઇ શકે ? ઇતિહાસમાં આથી વધુ મોટી હાસ્યજનક, કટાક્ષમય અને ક્રૂર બીના બીજી કઇ હોઇ શકે ?

હિંદના ધ્યેય તરીકે બ્રિટીશ કોમનવેલ્થની છત્રછાયા હેઠળનું સાંસ્થાનિક સ્વરાજ પણ હિંદને માન્ય નથી. અતિ પ્રાચીન છતાં અતિભવ્ય સંસ્કૃતિવાળો ૪૦ કરોડનો આ મહાન દેશ બ્રિટન જેવા એક નાનકડા દેશના ખંડભાગ તરીકે

ગણાવવામાં પોતાના ગૌરવને ક્ષતિરૂપ સમજે છે. હિંદી સ્વતંત્રતાના પાયા ઉપર સમાન દાવે થયેલા કરાર સિવાય બીજા કોઇ પણ કરારથી હિંદ સંતોષાશે નહિ; શાહીવાદ રાજ્યોનું 'વતરૂં' કરનાર દેશ તરીકે પડી રહેવા હિંદ વધુ વખત તૈયાર નથી. હિંદી સ્વાતંત્ર્ય એ ચાલીસ કરોડ હિંદી પ્રજાના સ્વમાનનો પ્રશ્ન છે. તેમના જીવન અસ્તિત્વનો સવાલ છે.

હિંદને જોઇએ છે માત્ર આત્મનિર્ણયનો અધિકાર. તેને નથી સંસ્થાનોની ભૂખ કે નથી બીજા દેશોના બજારો સર કરવાની ગાંડી તમન્ના. વર્તમાન યુદ્ધનું આખરી પરિણામ ગમે તે આવે છતાં જ્યાં સુધી હિંદ ગુલામ છે ત્યાં સુધી દુનિયામાંથી યુદ્ધનો અને માનવસંહારનો અંત આવવાનો નથી. હિંદની મુક્તિમાં વિશ્વશાંતિની ચાવી છે. 'જીવો અને જીવવા દો'નો મહામંત્ર હિંદે જેવો પચાવ્યો છે તેવો બીજા કોઇ દેશે પચાવ્યો નથી. જાત, ધર્મ, વર્ણ અને વાણીના ભેદવાળી અનેક જાતિઓ હિંદમાં શાંતિથી અને સુલેહસંપથી રહેતી આવી છે. હિંદી સંસ્કૃતિ એક મહાકામધેનું છે. ગંગાના પ્રવાહથી વધુ વ્યાપક અને વધુ નિર્મળ એવી આ સંસ્કૃતિ આખા જગતને શાંતિ અને શીતળતાના અમૃત પાઇ શકે છે, અને વિશ્વના નવચણતરમાં પોતાનો ફાળો આપી શકે છે; એ અનુભવ દુનિયાએ કરવો હજી બાકી છે.

છેલ્લી વૈજ્ઞાનિક શોધોને કારણે દુનિયાના દેશો આજે અરસપરસ એટલા નિકટમાં આવી ગયા છે કે કોઈ એક દેશ જગતના પ્રવાહોથી અલિપ્ત રહી શકે તેમ નથી. એટલે જો જગતમાં સાચી શાંતિ અને સુખ સ્થાપવા હશે તો આખા

જગતનું નવેસરથી ચણતર કરવું પડશે. શોષણ અને સ્વાર્થને સ્થાને સેવા અને સહકારને ધોરણે નવા સંબંધો રચાવા જોઇશે. માનવીએ માનવીની કતલ કરતા પાશવી જમાનાથી દુનિયાને જુદે માર્ગે વાળવી હશે તો દુનિયાના રાજકિય સંબંધો નવેસરથી રચવા પડશે. ઇશ્વરે સર્જન કરેલી આ મહાન દુનિયાને કત્લખાનું ન બનાવવું હોય તો નવો માર્ગ લીધા સીવાય છૂટકો નથી. હિંદુસ્તાન પાસે આ નવો માર્ગ છે: જેથી જગત માત્રને અહિંસાનું અભય વચન મળશે. પણ હિંદ મુક્ત બને તોજ પોતાનો આ ફાળો આપી શકે. હિંદની મુક્તિની ઝંખનાનું આજ સાચું હાર્દ છે. મહાત્મા ગાંધી, કવિવર ટાગોર અને સર્વપલ્લી રાધાકૃષ્ણન જેવા હિંદી સંતાનો આખી દુનિયાને નવીન ચણતરની દિશાઓ બતાવી શકે તેમ છે.

માનવ, સમાજ કે પ્રજાનો સર્વ પુરૂષાર્થ અને સર્વ ઝંખના પોતાના ઉચ્ચત્તમ તત્વના પ્રાગટ્ય માટે હોય છે. હિંદી પ્રજાનો આઝાદીનો પુરૂષાર્થ પણ આજ હેતુ માટે છે. વિશ્વમંદિરમાં હિંદને પણ પોતાનો ફાળો આપવો છે, ધૂપ દીપ અર્ચન અને નૈવેદ્યથી જગતને વધુ રળિયામણું, વધુ સોહામણું બનાવવું છે; અને એટલા માટેજ આઝાદીની તેની વાંછના છે. હિંદને આ આઝાદી સત્વર પ્રાપ્ત થાય અને વિશ્વ કલ્યાણનો માર્ગ વધુ સરળ બને એમ કોણ ન ઇચ્છે?

---

વૈશ્વાનર પ્રિન્ટીંગ પ્રેસ ૧૬૩, પાંજરાપોળ રોડ, મુંબાઇ નં. ૪.